# રાષ્ટ્રપિતાનાં ચરણોમાં

સંપાદક

**કપિલરાય મ. મહેતા**



ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, ૪૦૫, કાલબાદેવી, મુંબઈ
ફરનાન્ડીઝ પુલ, ગાંધી રસ્તો, અમદાવાદ



# અંજલિ

દુનિયાની માનવજાતના ઉપલબ્ધ ઇતિહાસનાં દસેક હજાર વર્ષો દરમ્યાન કોઈ એક માનવીને કદી પણ મળ્યું નથી એવું જગતવ્યાપી સન્માન તેમના જીવનકાળ દરમ્યાન જ પુરુષશ્રેષ્ઠ મહાત્મા ગાંધીજીને મળ્યું હતું; પરંતુ એમના શહીદ સમા અવસાન સમયે દુનિયાના સાતે ય ખંડોની દશે દિશાઓમાં જે સંક્ષોભ ફેલાયો, સમગ્ર માનવતાનાં હૃદયમાં જે ભારે કંપ પ્રસર્યો અને લાખો નાના-મોટા માનવીઓએ એમને જે અંજલિઓ આપી એ તો અદ્વિતીય જ માત્ર નહિ પણ પૂ. ગાંધીજીના નામ સાથે યુગો સુધી ચિરંજીવ રહેવા સર્જાયેલ છે. કરોડો હિંદીઓના કલ્પાંતથી માંડીને જગતભરમાં સ્વયંભૂ પ્રગટેલા ઉદ્વેગ અને લાગણીનું વર્ણન જેમ અશક્ય છે, માનવતાની અકથ્ય વેદનાનું કથન જેમ અશક્ય છે તેમ હિંદના રાષ્ટ્રપિતા વિશ્વવિભૂતિ મહાત્મા ગાંધીજીને મળેલી અને મળી રહેલી તમામ નિવાપાંજલિઓનું સંયોજન પણ અશક્ય છે. એક નહિ પણ અનેક મહાગ્રંથોમાં પણ એમના મહિમાગાન કે સ્તવનોને સંપૂર્ણ રીતે સમાવી શકાય કે કેમ એ એક પ્રશ્ન છે.

'રાષ્ટ્રપિતાનાં ચરણોમાં' એ તો દશેદિશાઓમાંથી થયેલી અનર્ગળ પુષ્પવૃષ્ટિની થોડી સુવાસિત પાંદડીઓ વીણીને વંદવાનો એક નાનો પ્રયાસ માત્ર છે. શુક્રવાર તા. ૩૦મી જાન્યુઆરીની એ ભયાનક ક્ષણથી માંડીને ગુરુવાર તા. ૧૨મી ફેબ્રુઆરીના અંતિમ ભસ્મવિસર્જન સુધીના બનાવોને સળંગ વર્ણનરૂપે ગૂંથીને લોક-લાગણીની ઝાંખી કરવાનો, મહત્ત્વની અને વિવિધ પ્રકારનો ખ્યાલ આપતી દેશવિદેશની અંજલિઓનો એક હાર ગૂંથવાનો અને અખબારોમાં વેરાયેલી પડેલી, કદાચ વિસરી જવાય એવી વિગતોને સંઘરી લેવાનો ચિત્તની સંક્ષુબ્ધ સ્થિતિમાં જ થયેલો એક નાનકડો અને ઉતાવળો પ્રયાસ છે. મારા કાર્યાલયના સાથી શ્રી. પ્રફુલ્લ ઠાકોરે મને આમાં કીમતી મદદ કરી છે.

લોકલાગણીનાં ઘોડાપૂરમાંથી ભરી લીધેલી આ એક અંજલિમાં એ અમર વિભૂતિનો મહિમા તો ક્યાંથી સમાય? એ પાવનકર પૂરમાં તરબોળ થઈને વિશ્વવિભૂતિના જીવનમહિમાને અમર કરનારું, રામાયણ સમું, એકાદ મહાકાવ્ય પ્રગટે એવી ભવ્ય પ્રેરણા તો પૂ. ગાંધીજીના મહાન જીવન અને એથી યે મહાન મૃત્યુએ પૂરી પાડી છે. ગુજરાતની કો'ક પ્રતિભાશાળી કલમ એ પ્રેરણા ઝીલી ગૂજરાતને એવું મહાકાવ્ય આપશે?

પૂ. ગાંધીજીની જીવનયાત્રાને આવરી લેતી ચિત્રાવલિના બ્લોકો આ પુસ્તિકામાં વાપરવા દેવા માટે લોકપ્રકાશન લિ. ના અમે ઋણી છીએ. કેટલીક અંજલિઓના ગુજરાતી અનુવાદમાં 'હરિજનબંધુ' નો આશ્રય પણ લીધો છે તેની અહીં નોંધ લઉં છું.

સંપાદક

# જીવનયાત્રા

જન્મ : ૨-૧૦-૧૮૬૯　　　　દેહવિલય : ૩૦-૧-૧૯૪૮



ૐ

# 'હે રામ !'

બિરલાભવનનું પરાંગણ ધીમે ધીમે માનવીઓના પદ-રવથી ગુંજતું હતું. ઊંચાં વૃક્ષોની છાયાઓ લંબાતી જતી હતી. રાઘુ માળીએ તાજું જ પાણી પાઈને વૃક્ષો અને ફૂલ-ક્યારીઓને પ્રસન્ન બનાવ્યાં હતાં. ધરતીમાંથી તાજી તૃપ્તિની મધુર ફોરમ વાતાવરણમાં મહેકતી હતી, ઘડિયાળના કાંટા આજે કેમ ધીમા દોડતા હશે?

પૂ. ગાંધીજીની સાયંપ્રાર્થના શરૂ થવાને હજી થોડી મિનિટોની વાર હતી. આશરે પાંચસોએક માનવીઓ પ્રાર્થનાસભાની બેઠકની સામે આવીને ગોઠવાઈ ગયાં હતાં. ઘણાં હજી ગોઠવાતાં જતા હતાં. દૂરનાં વૃક્ષો પણ જાણે પ્રાર્થના કરવા ઈચ્છતાં હોય તેમ પોતાની છાયા લંબાવીને વિશ્વવિભૂતિનાં ચરણમાં આળોટવા આવતાં હતાં. હરિયાળી જમીન પ્રસન્ન હૃદયે આગંતુકોને હૂંફાળી ઠંડક આપતી હતી...અને...બિરલાભવનનું એ દ્વાર જ્યાંથી બાપુની સૌમ્યમૂર્તિ બહાર નીકળતી તેના પર અનેક આંખોનું જાણે ત્રાટક રચાયું હતું.

અંદર એક સાદા પણ સ્વચ્છ ઓરડામાં મહાત્માજીની સૌમ્ય મુખમુદ્રા અને હિંદના લોખંડી પુરુષ સરદારશ્રી વલ્લભભાઈ પટેલની

શિષ્યભાવે રસેલી પણ કડક મુદ્રાઓ જ દેખાતી હતી. કંઈ સાંભળવું તો શક્ય નહોતું. બારીમાંથી તો એટલું જ જોઈ શકાતું હતું કે દેશના ભાવિ વિષે કશીક અગત્યની વાતો ચાલી રહી હતી. સરદારશ્રી આવ્યા હતા તો ચાર વાગ્યામાં અને પૂ. ગાંધીજી સાથે એકાંત મંત્રણામાં પડ્યા હતા. વાતો કરતાં કરતાં ગાંધીજીએ નિત્યનિયમ મુજબ પોતાનું સાંજનું સાત્વિક ભોજન પણ પૂરું કરી લીધું. મંત્રણામાં તલ્લીન એ નેતાઓ ઘડિયાળની ગતિ ભૂલ્યા કે ઘડિયાળ જોયા છતાં મંત્રણાઓ અધૂરી હતી તે પૂરી કરી લેવા ઉત્સુક હતા એ ગમે તે કારણ હોય પણ એકાએક પૂ. ગાંધીજીએ સરદારશ્રીને કહેવું પડયું કે, 'હવે તમે જાઓ; મારે તો પ્રાર્થનાનો સમય થઈ ગયો.'

પ્રાર્થનામાં મોડું થયું હતું. સમય કરતાં પાંચેક મિનિટ ઉપર વીતી હતી એ પૂ. ગાંધીજીએ કેડ પર લટકતા ઘડિયાળમાં જોયું અને તરત ઊભા થઈને પોતાની બે જીવતી લાકડીઓ સમી કુ. મનુ ગાંધી અને શ્રી. આભા ગાંધીને ખભે હાથ મૂકી પ્રાર્થનાભૂમિ તરફ પગલાં માંડ્યાં. ચંપલનો પરિચિત તાલબદ્ધ અવાજ અને ગાંધીજીના મર્માળા સ્મિતથી ધન્ય બનેલા વાતાવરણે જ વધામણી આપી અને પ્રાર્થના-ભૂમિ પાસેના ભાવિકોમાં એક આનંદલહરી પ્રસરી ગઈ. 'બાપુ આયે' નો ગણગણાટ ઘડીક થયો અને શમી ગયો. બિરલાભવનના દ્વારમાંથી મહાત્માજી નીકળ્યા ત્યારે કોણ જાણતું હતું કે સભાન અવસ્થામાં તેઓ એ દ્વારમાંથી છેલ્લી જ વાર નીકળી રહ્યા છે? તંદુ-રસ્ત તપસ્વી તરીકે એ ધરતી પર છેલ્લાં પગલાં માંડી રહ્યા છે? કોને સ્વપ્ને ય કલ્પના હતી કે નિર્મળ તેજભર્યાં લોચનના આ પ્રાર્થના-ભૂમિ તરફના દૃષ્ટિપાત છેલ્લા જ હશે? કોને ક્ષણમાત્ર પણ એવી ભયાનક શકયતા માટે આજની જ ખુશનુમા સાંજ નિર્માયેલી લાગી હશે? પ્રાર્થનાભૂમિ ઉપર એક પછી એક હારમાં ગોઠવાઈ ગયેલાં નરનારીઓ તરફ નજર નાખી શું ક્રૂર વિધાતા મલકાતો હશે?

બિરલાભવનના મુખ્ય મકાન પાસેની હરિયાળી પર ઝડપથી પગલાં માંડીને, મોડા થયેલા મહાત્માજી, પ્રાર્થનાભૂમિના દોઢ બે ફૂટ ઊંચા ચોગાન તરફ જવાના ત્રણ પગથિયાં ચઢયા. પગથિયાં સુધી આવતાં સુધીમાં તો મનુ અને આભા સાથે વિનોદ ચાલતો હતો. પણ પગથિયાં આવતાં જ પ્રાર્થનાભૂમિની અદબ જાળવવાનો અને અંતર્મુખ થવાનો નિયમ પાળવા ગાંધીજીના મુખે ગંભીર સૌમ્યતા ધારણ કરી. પળેક વીતી હશે ત્યાં તો ટોળામાંથા કોંઈક આગળ આવ્યું; જાણે હિંદનું મૂર્તિમંત દુર્ભાગ્ય! સંતની ચરણરજ લેવાનો એણે પ્રયાસ કર્યો અને એકાએક, શું બને છે તેની કોઈને કલ્પના પણ આવે તે પહેલાં જ, એ નીચે ઝૂકેલા જુવાને ત્રણ ડગલાં પાછાં હઠી એક પિસ્તોલ ખેંચી કાઢી પોતાના પેટ પાસે ધરી ગાંધીજી પર ધડ, ધડ, ધડ ત્રણ ગોળાઓ છોડી!! માત્ર પાંચ છ ફૂટ દૂરથી જ એ ગોઝારી ગોળીઓ છૂટી અને......રાષ્ટ્રપિતા ગાંધીજીની છાતીમાં અને પેટમાં વાગી! પહેલી, બીજી ગોળીઓ વાગતાં જ ગાંધીજીના હાથ જોડાયા, પગ વળી ગયા અને ત્રીજી ગોળીએ તો તેઓ ઢગલો થઈને જમીન પર ઢળી પડયા, પ્રાર્થના માટે આવેલાઓનાં વંદન ઝીલતા એ હાથો જાણે સમગ્ર માનવતાને અંતિમ વંદન કરવા જોડાયા અને હંમેશનો હૃદય-માં અને હોઠ ઉપર રમતો એક પ્રિય શબ્દ 'હે રામ, હે રામ' એ વખત ઉચ્ચારાયો. પ્રેમદ્રવતાં એ લોચન બિડાયાં અને સૌમ્ય મુખ ઉપર વેદનાની આછી કરચલીઓ પડી.

ગાંધીજી પ્રાર્થના કરવા જતાં જ આમ ઢગલો થઈને પડશે એનો કોને સ્વપ્નેય ખ્યાલ હોય? શ્રી. પ્યારેલાલ પાસે નહોતા. સર-દારશ્રી બેત્રણ મિનિટ પહેલાં જ ગયા હતા. કાઠિયાવાડના કાર્યકરો બપોરે મળી ગયા પછી તેમને શિરે કેટલાક નિર્ણયોની જવાબદારી

અને સલાહ આપવાનું છોડી ગયા હતા. ' વર્ધા જવા અંગેનો છેલ્લો નિર્ણય આજે પ્રાર્થના પછી કરીશ ' એવાં સૂચક વચન પછી બહાર નીકળેલા બાપુ આમ ઢગલો થઈને પડયા અને...પ્રાર્થનાભૂમિ પળવારમાં જ જડવત્ બની ગઈ. દુનિયામાં સંક્ષોભ જગાડનારા એ ભયાનક બનાવથી જડચેતન સૃષ્ટિ આખી સ્તબ્ધ બની ગઈ.

શાંતિ અને પ્રેમના મંત્રોનું જીવનભર રટણ કરનાર સંત પુરુષ હિંસા અને ધિક્કારની ઘોર પાપમૂર્તિને હાથે ભોગ બન્યા! ધરણી પર ઢળી પડતાં પહેલાં જોડાયેલા એ હાથ અને ' હે રામ, હે રામ'ના ઉદ્‌ગારો તો એમના હિંસા અને ધિક્કાર પરના અંતિમ વિજયના સાક્ષી હતા. પેટમાંથી બે ગોળીઓ આરપાર નીકળી ગઈ હતી. અને એક ગોળી પાંસળીઓ વચ્ચે ફસાઈ પડી હતી. જખમોમાંથી ઊનું લોહી વહેતું હતું. આભા આઝી બની ગઈ હતી, મનુ ગાંધી લગભગ નિશ્ચેષ્ટ સ્થિતિમાં હતી. ધરતીએ ઢળી પડેલા ગાંધીજીનું માથું તત્ક્ષણ ખોળામાં લઈ આભાએ ધ્રુસકે ધ્રુસકે કલ્પાંત આદર્યું. પ્રાર્થનાસભાઓમાં દરરોજ 'રઘુપતિ રાઘવ રાજારામ 'ની ધૂન મચાવનાર અને પ્રાર્થનામાં તલ્લીન થનારના હૃદયમાં પણ આજે જરાય સમતા કે સ્વસ્થતા ટકયાં નહિ. પ્રાર્થનાસભા પર તો જાણે વીજળી પડી. શું બની ગયું તેની યે કોઈને કલ્પના આવે તે પહેલાં આખી પ્રાર્થના—સભા બેબાકળી બની બાપુ તરફ ધસવા લાગી. આ ધડ, ધડ અવાજ શાના? આ કોલાહલ અને આ કલ્પાંત શાં? શું પૂ. ગાંધીજી પર કોઈએ હુમલો કર્યો? બિરલાભવનની આસપાસ પણ પ્રશ્નોની ઝડીઓ વરસી રહી અને સેંકડો માનવીઓ આતુરનયને બિરલાભવનના પટાંગણ તરફ જોવા લાગ્યાં. શ્રીમતી બિરલા બંગલાની ઓસરીમાં જ ધોળા પૂણી જેવા મોઢા પર આંસુની ધારા વહે જતી સ્થિતિમાં આરસની કંડારેલી મૂર્તિ સમાં જાણે ઉંબરામાં જ જડાઈ ગયાં!

બિરલાભવનમાં ભયંકર બનાવ બન્યો હતો. પૂ. ગાંધીજી પર ગોળીઓ છૂટે, ગાંધીજી ઘવાય અને ધરણી પર ઢળી પડે ! અશક્ય ! અશક્ય ! કોઈ માનવા તૈયાર નહોતું. પણ માનવા ન માનવાનો તો સવાલ જ ક્યાં હતો? બાપુનો દેહ પ્રાર્થનાભૂમિ તરફ જતા માર્ગ ઉપર ઢળી પડયો હતો. બાપુનો કચ્છ અને ઉપરણું સંતના લોહીથી પાવન થયાં હતાં. આભાના ખોળામાં બાપુનું શિર ટેકવાયું હતું. પરંતુ આંખો બંધ હતી. લોહીની સાથે જ જાણે જીવનસ્રોત વહી જતો હતો!

પણ પેલો નરાધમ ખૂની ક્યાં? ધડાક, ધડાક, અવાજ થયા ત્યાં જ રાધુ માળી ચમક્યો અને એણે દોટ મૂકી. બીજા એક નિવૃત્ત લશ્કરી અમલદારે પણ ગોળીઓ છૂટતી જોઈ અને એણે પણ ખૂનીને પકડી લેવા પ્રયત્ન કર્યો. પળવારમાં જ એ ખૂની, રાષ્ટ્રનું સૌભાગ્ય નંદવી નાખનાર એક પાગલ ઝનૂની, રાધુ અને લશ્કરી અમલદારના હાથમાં ઝડપાયો, એની પિસ્તોલ ઝૂંટવાઈ ગઈ. આ ભયાનક અત્યાચારથી સ્તબ્ધ બની ગયેલા અને ભાન ગુમાવી બેઠેલા લોકસમુદાયમાંથી કેટલાયનું લોહી ઊકળી આવ્યું અને ખૂની ઉપર ઠોંસા અને મારપીટનો વરસાદ વરસી રહ્યો. કપાળમાં ઉઝરડો પડયો અને એમાંથી લોહી વહેવા લાગ્યું. આમ ભાગ્યે જ ત્રણ ચાર મિનિટ વીતી હશે ત્યાં તો પોલિસે આવી પહોંચી ટોળાના હાથમાંથી ખૂનીને ઝૂંટવી તેને હાથકડી નાખી દીધી.

બાપુ જ્યાં ધરણીએ ઢળી પડયા હતા ત્યાં એ શહીદના પવિત્ર લોહીનું નાનું ખાબોચિયું ભરાઈ ગયું હતું. અણધાર્યા અને ભયાનક આ આઘાતથી બેએક મિનિટમાં જ હજી વળતાં બંગલામાંથી દોડતા આવેલા શ્રી. પ્યારેલાલજી અને બીજા આશ્રમ અંતેવાસીઓએ બાપુને ઊંચકીને એમના ઓરડામાં લઈ જઈ તેમની હંમેશની બેઠકની સાદડી

પર સુવાડી દીધા. ટેલિફોનનું 'ડાયલ' અવિરત ગતિએ જાણે ફરતું રહ્યું. 'હલ્લો સરદાર સાહેબ!'—'એમ હજી પહોંચ્યા નથી? તો સામે દોડો, એમને પાછાં વાળો, બાપુ પર ગોળીબાર થયો છે, ગંભીર ઘાયલ થયા છે.' ટેલિફોન બંધ થયો. ફરી ડાયલ ફર્યું. 'હલ્લો, પંડિતજી! આપ જલ્દ સે જલ્દ યહાં આ જાઈએ. ગઝબ હુઆ. બાપુ ગોલિસે ઘાયલ હુએ હૈં.' વળી ફોન જોડાયો. 'દેવદાસભાઈ, બાપુજી પર ગોલી ચલાઈ ગઇ હૈ. બાપુ બેહોશ હૈં, આપ ફૌરન આ જાઇએ.' ......એમ તો અનેક ડૉકટરો, સંબંધીઓ, પ્રધાનો અને અનેકોના ટેલિફોનો રણકયા, પલકવારમાં તો દિલ્હી વિહ્વળ બન્યું, ઉશ્કેરાયું અને શોકાર્ત બન્યું. એ. પી. ના પ્રતિનિધિએ દિલ્હી ઑફિસને એ ભયંકર સમાચાર હાંફતાં હાંફતાં આપ્યા અને દેશભરમાં ટેલિપ્રિન્ટરો ઉપર ૫-૧૮ મિનિટે એક લીટી છપાઈ.

'Gandhiji was shot at three times'

દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ' અખબારની કચેરી પર બહાર મુકાતા સમાચારના બોર્ડ ઉપર ધ્રૂજતે હાથે એક માણસ આ ભયાનક સમાચારના અક્ષરો ગોઠવતો હતો.

ત્યાં બિરલાહાઉસમાં એ સાદડી ઉપર બાપુનું નિશ્ચેષ્ટ શરીર છેલ્લા શ્વાસ ખેંચી રહ્યું હતું. જીવનની આશા નષ્ટ થઇ હતી. નાડીના ધબકાર મહાપ્રયત્ને ય પારખી શકાતા નહોતા. સરદાર પટેલ અર્ધે રસ્તેથી પાછા વળી બિરલાભવનમાં આવી પહોંચ્યા અને આ કરુણ દૃશ્ય જોઇને તો ડઘાઈ જ ગયા. એ પ્રતાપી વદન ઉપર જાણે શાહી રેલાઇ ગઈ! સ્તબ્ધ અને હતબુદ્ધિ બની ગયેલા બિરલાભવનમાં જાણે પ્રાણ રહ્યો જ નહોતો. આંસુની ધારાઓ અને પ્રાર્થનાના સૂરો, ઝડપી પણ દબાયેલા સાદે અપાતી સૂચનાઓ અને સ્ત્રીવર્ગનાં અદમ્ય નીકળતાં ડૂસકાંઓ સિવાય ઇતિહાસની આ ભયાનક ક્ષણો એ ઓરડામાં

તો નીરવ હતી. ડૉક્ટરો છેલ્લા પ્રયાસ કરતા હતા, પણ કોઇના મોઢા પર આશા નહોતી. ૫–૩૫ મિનિટ...અને કાળજાના ચૂરા કરી નાખતી ક્ષણ આવી, પેલી એક લીટીના ઝબકારા પછી દુનિયાભરનાં ટેલિપ્રિન્ટરો તે પર એક પછી એક ભીતરેલી લીટીઓથી અને ' worst is feared ' એ લીટીથી અદ્ધર શ્વાસે રહેલું જગત એક કારમી અરેરાટી અનુભવે એવું વાક્ય ૫–૪૮ મિનિટે છપાતું હતું. 'Gandhiji is dead'!! બ્રહ્માંડ જાણે ચક્કર ચક્કર ફરતું હોય એમ ઘણાએ અનુભવ્યું ! એકીક્ષણે હજારો ટેલિફોનો ધણધણી ઊઠયા... ' હેં, સાચી વાત !' વિષાદભર્યા કંપતા સ્વરે અખિલ હિંદ રેડિયો બોલ્યો કે, ' ભારે અગત્યના સમાચાર અપાય છે'......અને એ સમાચારો તો હતા વીસમી સદીના સહુથી દારૂણ સમાચાર...રાષ્ટ્ર-પિતા મહાત્મા ગાંધીજીના દેહવિલયના !!

શુક્રવાર, વિક્રમ સંવત ૨૦૦૪ ના પોષ વદી પાંચમ તા. ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮ ની એ કાળસંધ્યાએ દુનિયાભરમાં હાહાકાર મચાવી દીધો. આવું ભયાનક કદી સત્ય હોઇ શકે ! કોણ હતો એ નરાધમ ખૂની ! એણે પહેરેલો પોષાક એને નિર્વાસિત અને મુસ્લિમ તરીકે મનાવવા જેવો હતો. ખાખી 'ટયુનિક' એણે પહેર્યું હતું અને નીચે સફેદ પાટલૂન. પણ એ હતો કોણ ? બિરલાભવનમાં આવતાં-જ શ્રી. કાકા સાહેબ ગાડગીલે ખૂનીને જોયો અને તત્ક્ષણ એમની સ્મૃતિનો એક ઝબકારો થયો. ' ઓહો, આ તો પૂનાનો પેલો નાથુ-રામ !' પોલીસને સંપૂર્ણ ઓળખાણ સાંપડી ગયું. પૂનાના ' હિંદુ રાષ્ટ્ર ' પત્રનો એ તંત્રી, નાથુરામ વિનાયક ગોડસે રાષ્ટ્રને રંડાપો આપનારો હત્યારો નીવડયો હતો. એ દક્ષિણી બ્રાહ્મણ હતો પણ બ્રહ્મરાક્ષસ બન્યો હતો.

બિરલાભવનનાં પગથિયાં આ કોણ ચઢયું ? અરે, આ પંડિત

નહેરુ !! બાળકની જેમ મોટેથી આક્રંદ કરતા હતા હિંદના વડા-પ્રધાન, જાણે પિતા કરતાંય વધુ કીમતી સ્વજન ખોઈ બેઠા હતા. પૂ. ગાંધીજીના 'રાજકીય વારસ'નું કલ્પાંત જોયું જાય તેવું નહોતું. સરદાર શૂન્યમનસ્ક અને લાચાર બની બેઠા હતા. હૃદયમાં ડૂમો ભરાયો હતો—જાણે હૃદયકપાટ હમણાં ફાટી પડશે !! દેવદાસ ગાંધી તો બાપુના કપડાંમાં માથું નાખી ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યા હતા. ગવર્નર જનરલ માઉન્ટબૅટનની આંખોના અણિયાળાં ચળકતાં હતાં પણ એમની બુદ્ધિ હવે પછીની વ્યવસ્થા વિચારતી હતી. બિરલા-ભવનમાં સંધ્યા આથમી ગઇ અને ત્યાં જ માત્ર નહિ, સમગ્ર હિંદમાં અંધારા ઊતર્યાં હતાં. હૃદયો અત્યંત સંક્ષુબ્ધ નેત્રો આંસુથી છલકતાં અને બુદ્ધિ કુંઠાઇ ગયેલી હતી...પરંતુ પૂ. બાપુના વદન ઉપર દિવ્ય તેજ ઝળકતું હતું. સૌમ્ય મુખમુદ્રામાં પ્રસન્નતા, કે મૃત્યુની ધન્યતાનો ભાવ પ્રગટતો હતો. ચશ્મા વિનાની મીંચાયેલી આંખો ક્ષમા અને ધૃતિના અમર સંદેશ આપતી જાણે દયાર્દ્રભાવે બીડાઈ હતી.

ઘીના દીવા પ્રજળતા હતા. અગરબત્તીઓ અને ધૂપ બળતા હતા. રામધૂન લાગી હતી. ગીતાના પાઠ સંભળાતા હતા. એક કંઠમાંથી શ્લોક સરતો હતો.

> अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम्
> विनाशमव्ययस्यास्य न कश्चित् कर्तुमर्हसि ।।

શું આ સાચું હતું ? અવિનાશી ગાંધીજીનો નાશ તો કોણ કરી શકે તેમ હતું ?' 'હે રામ' સાથે ઊડેલા પ્રાણને, એ પુનિત આત્માને કોણ મારી શકે તેમ હતું ? જગત કલ્પાંત કરતું હતું. હત્યારો લોક અપમાં કહેતો હતો: 'મેં જે કર્યું છે તે માટે મને દિલગીરી થતી નથી' !! નાદાન, પામર, ઝનૂની કાવતરાખોર હત્યારો નાથુરામ ગોડસે જાણતો હતો એણે ગાંધીજીને માર્યા છે...

પણ પૂ. ગાંધીજી શું ખરેખર અવસાન પામ્યા હતા ? ગીતાપાઠ આગળ વધતો હતો:

> य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्
> उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥

ભગવાન કૃષ્ણનું એ વચન કેટલું સાચું હતું ? ગાંધીજીનો દેહ એ નાદાન હત્યારાએ જગત પાસેથી ઝૂંટવી લીધો પણ એમનો આત્મા ! એ તો કરોડો લોકોના હૃદયમાં પુનર્જન્મ પામી ચૂક્યો હતો. એ અવિનાશી હતો. 'હે રામ'ના ઉદ્ગાર સાથે જ તે અમર બન્યો હતો અને ગાંધીજીના શરીરથી જુદી જ એવી કોઈ મહાન-શક્તિ પ્રગટ થયેલી વર્તાતી હતી.

ગોળી વાગી અને ગાંધીજીનો દેહ લથડયો ત્યારે એમનાં ચશ્મા ક્યાંક ભેડી પડયાં હતાં. પગમાંથી ચંપલો નીકળીને ક્યાંક આઘાં પડયાં હતાં. કોને એ બધું ઉપાડી લેવાનું ત્યારે, એ કારમી ક્ષણે ભાન પણ રહ્યું હોય ? અંધારું ઊતરતાં પહેલાં બગીચાના રસ્તા પાસેથી એક ચંપલ તો હાથમાં આવ્યું પણ બીજાનો તો પત્તો ન લાગ્યો. ચશ્મા પણ જડયાં નહિ. કદાચ ધમાધમમાં એ ભાંગીને ભૂકોય થઇ ગયાં હોય કે કદાચ કોઈ તેને અમૂલ્ય સ્મરણ-ચિહ્નરૂપે લઈ પણ ગયું હોય !

બિરલાભવનની બહાર અને ચોકમાં પ્રચંડ મેદની જામી ગઇ હતી. રાત પડતાં સુધીમાં તો દિલ્હી આખું 'બાપુ ચલ બસે' જાણીને શોકાતુર થઇ ગયું હતું અને હજારોનાં ટોળાં બિરલાભવન તરફ ચાલ્યાં જતાં હતાં. હજારો હૈયાનાં આવાં આક્રંદ અને વેદના વો ઇતિહાસનેય અજાણ્યાં હતાં અને ત્યાં એવો કોણ હતો જે અલિપ્ત રહી શકે અને આ ભયાનક મનોવેદનાનો તાદૃશ ચિતાર

નોંધી લઇ શકે ? લોર્ડ માઉન્ટબેટન, પંડિત નહેરુ, સરદાર પટેલ, મૌલાના આઝાદ, શ્રી. કૃપાલાનિજી, શ્રી. જયરામદાસ, સરદાર બળદેવસિંગ, શ્રી. ગાડગીલ, વગેરે નેતાઓ અને પ્રધાનો બિરલા-ભવનમાં આવી પહોંચ્યા હતા. મૌલાના આઝાદ આવ્યા, પૂ. ગાંધીજીના દેહને આંસુભર્યું વંદન કર્યું અને પોતાનાં હૈયાના આવેગને હળવો કરવા મૂંગું આક્રંદ કરવા એકાંતમાં એક ખૂણામાં જઈને બેઠા. શ્રી. પ્યારેલાલજી અને શ્રી. મણિબેન પટેલ કંઈક સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરીને સૂચનાઓ આપતાં હતાં. હવેનું કામ તો ભારે હતું. સ્વ. કસ્તુરબા સ્મારક ટ્રસ્ટના મુખ્ય મદદનીશ અને હિંદી પાર્લામેન્ટના સ્પીકર શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર બાપુ વર્ધા જવાના હતા એથી અમસ્તા મળી લેવા માટે સાંજના ફરવા જતાં બિરલાભવન તરફ આવ્યા. મેદની અસાધારણ જોઇ શ્રી. સુશીલાબેન માવલંકરના મનમાં પ્રશ્ન ઊઠયો કે કેમ આમ ? ત્યારે દાદાસાહેબ માવલંકરે તો એમ જ કહ્યું કે, બાપુ ૧–૨ દિવસમાં વર્ધા તરફ જવાના છે તેથી આ ભીડ હશે.' પરંતુ સર ગુરુનાથ બેવુરનાં પત્ની બિરલાભવનના આંગણા સામે ઊભાં હતાં. એમને પૂછતાં જ શ્રી. દાદાસાહેબ માવલંકર અને એમનાં પત્ની સ્તબ્ધ જ થઈ ગયાં. 'શું કહો છો ?' એવા અત્યંત દુ:ખભર્યા આશ્ચર્યચકિત સ્વરે સવાલ પૂછાયો ન પૂછાયો અને શ્રી. માવલંકર અંદર પહોંચ્યા. આમ ગાંધીજીનાં હજારો ભાવના–સંતાનોને હૃદયવિદારક સમાચાર મળતા ગયા અને સહુ બિરલાભવન આવી પહોંચ્યાં. એકલી વેદના જ નહિ, એકલું દુ:ખ કે શોક નહિ પણ ભીષણ અસહાયતા અને હતબુદ્ધિ બનાવી દેતાં શોક, સ્તબ્ધતા અને અનાથતા સહુના હૃદયમાંથી આક્રંદ જગાડી રહ્યાં હતાં. 'બાપુ ગયા ? હવે શું થશે ?' એ વિચારો દરેકના દિલમાં ઊભરાતા હતા. પણ વિચાર કરવા જેટલું સ્વસ્થ પણ કોણ હતું ?

'ઇશ્વર અલ્લા તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન'

દુર્મતિનો ભયાનક અનુભવ પામેલા પૂ. ગાંધીજીનાં અંતેવાસીઓ હજી ભગવાનને પ્રાર્થતાં હતાં કે તે સહુને સન્મતિ આપે ! ભજન-ધૂન ચાલી રહી હતી. ગીતાપાઠ ચાલતા હતા. રેડિયો કાર્યક્રમો બધા જ રદ થયા હતા અને ત્યાં પણ પ્રાર્થના અને ગીતાપાઠ ચાલતા હતાં. દેશ આખાનાં કરોડો માનવીઓ રેડિયોદ્વારા પવનની પાંખે અને મનઃચક્ષુદ્વારા તો બિરલાભવનના એ ચોકમાં જ હાજર હતાં ! બહાર આક્રંદ કરતી ઊભેલી મેદની પાસે જ્યારે પહેલીવાર પં. નહેરુ કહેવા આવ્યા ત્યારે તો અત્યંત કરુણ દેખાવ થયો. પગથિયાં પર એક ઊંચા સ્ટૂલ પર ઊભા રહી પં. નહેરુ બોલવા ગયા. 'હમારે બાપુ...' શબ્દો જીભમાંથી છૂટતા નહોતા. હૃદયમાં શોકનો ડૂમો ઊછળ્યો અને પં. નહેરુ બાળકની જેમ ડૂસકાં ભરી રહ્યા. છેવટે હિંમત ભેગી કરીને એ જાહેર કરી શકયા કે 'હમારે બાપુ અબ હમારે પાસ નહિ રહે' મેદનીનો વિલાપ દિશાઓને કંપાવે તેવો હતો. જનતાને સહસ્રમુખે જાણે ભારતમાતા કલ્પાંત કરતી હતી.

રાત વીતતી હતી. સાંજે જ જાહેર થયું હતું કે પં. નહેરુ અને સરદાર પટેલ રાષ્ટ્રની પ્રજાને ઉદ્દેશીને ૮–૦ વાગે વાયુપ્રવચન કરશે. પં. નહેરુ ગદ્દગદ્દ કંઠે પ્રથમ હિંદીમાં અને પછી અંગ્રેજીમાં બોલ્યા. એમના અંગ્રેજી વાયુપ્રવચને સેંકડો માઇલ દૂર બેઠેલા શ્રોતાઓના હૃદયમાં પણ ભાવોદ્રેક જગાડયો અને રેડિયો સાંભળતાં સાંભળતાં હજારો હિંદીઓ સંયમ ખોઈ બેસી મોકળા મને રુદન કરી રહ્યા. વિશ્વભરમાં સંક્ષોભ મચાવે એવા આ સમાચાર હિંદના રાષ્ટ્રપિતાની અણધારી અને અકલ્પ્ય શહીદીના સમાચાર હતા અને એકેએક ઘેર જાણે જુવાનજોધ સ્વજનનું જ અવસાન થયું હોય તેવું શોકમગ્ન વાતાવરણ હતું.

મેદનીની માગણી વધતી જતી હતી–' બાપુ કે દર્શન કરને દો ' અને બિરલાભવનના ઓરડા સુધી હજારો માનવીઓને આવવાનું શક્ય નહોતું. શાંતિ રાખવાની વિનંતીઓ થઈ પણ લોકહૈયાના એ સદ્દગત સમ્રાટનું છેલ્લું દર્શન કરી લેવા સહુ એટલા આતુર હતા કે બાપુના દેહનાં દર્શન કરાવ્યા વિના ચાલે તેમ નહોતું. બાપુનો દેહ ક્યાં મૂકવો એ વિષે જુદાં જુદાં સૂચનો થયાં. છેવટે બિરલા-ભવનની પહેલા માળની દક્ષિણ તરફની અગાસીના લોઢ ઉપર પાટ ગોઠવી બાપુનો દેહ સુવાડવાનો પં. નહેરુનો આગ્રહ થયો અને એ પ્રકાશમય સર્ચલાઇટના તેજ વચ્ચે બાપુનો દેહ સેંકડોને એકસાથે દર્શન થઈ શકે તેવી રીતે ગોઠવાયો. નીચેના ઓટલા પરથી સ્વર્ગસ્થ રાષ્ટ્રપિતાના દેહને વંદન કરી હારબંધ ચાલ્યા જવાની વિનંતીથી લોકો હજારોની સંખ્યામાં મધરાત સુધી હારબંધ વંદના કરતા ગયા.

રાતભર બિરલાભવન જાગતું હતું. જડવત્ સહુ પોતપોતાને સોંપેલું કાર્ય કરતા રહ્યા. આખું દિલ્હી સરકારી વ્યવસ્થા અંગે જાગતું હતું. લશ્કર, પોલીસ, જાહેર બાંધકામખાતું, પુરવઠાખાતું બધાંના કર્મચારીઓ સવારની વ્યવસ્થામાં પડયા હતા. બાપુના દેહ ફરતાં ગોઠવાયેલાં સ્વજનો ગીતા, કુરાન, ગ્રંથસાહેબ, ઝંદ અવેસ્તા, બાઇબલ વગેરેમાંથી પ્રાર્થનાઓ બોલી રહ્યાં હતાં. ગાંધીજીનાં પ્રિય-ભજન ' વૈષ્ણવજન 'નું અને રામધૂનનું રટણ ચાલતું હતું. કરુણ ગંભીર અવાજે રેડિયો પર ગીતાના શ્લોકો સંભળાતા હતા. અને બીજી તરફ પૂ. ગાંધીજીના દેહને બિરલાભવનમાં જમનાના શુદ્ધોદકથી સ્નાન કરાવવાની શાસ્ત્રોક્ત વિધિ મધરાત પછી આરંભાઈ. શ્રી. પ્યારેલાલ, શ્રી. દેવદાસ વગેરેએ બાપુનાં કપડાં કાઢયાં. બગીચાની ધૂળ અને પત્તી લાગેલી શાલ પણ ખંખેર્યા વિના જ ઉતારી લીધી.

લોહીના ડાઘવાળાં ઉત્તરીય અને કચ્છ કાઢયાં ત્યારે શ્રી. દેવદાસ ગાંધી પોકેપોક મૂકીને રડી ઊઠયા.

આશ્રમના અંતેવાસીઓમાંથી કોઇક બાપુનું એક પ્રિયભજન ગાતું હતું......

'કર લે સિંગાર, ચતુર અલબેલી,
 સાજન કે ઘર જાના હોગા...
મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
 મિટ્ટીમેં મિલ જાના હોગા...
નહા લે ધો લે સિસ ગુંથાલે,
 ફિર વહાંસે નહિ આના હોગા...'

'ફિર વહાંસે નહિ આના હોગા'! કેટલું સાચું પણ અત્યારે કેટલું ભયાનક? શું બાપુના આ તેજસ્વી મુખનાં દર્શન ફરી કદી નહિ થાય? આ પ્રેમાળ આંખો, આ હૂંફાળું વત્સલ હૈયું, આ મુક્તહાસ્ય, આ વિશાળ છાતી, આ ચળકતી ચામડીવાળા મૂઠી હાડકાંના માનવીનાં ફરી દર્શન નહિ થાય? 'ફિર વહાંસે નહિ આના હોગા'! સૂરો હતા તો આશાવરીના પણ કેવા નિરાશા પ્રેરતા હતા? ત્રણત્રણ વખત એ લીટી ફરીફરીને ગવાઈ અને બિરલાભવનના ઓરડામાં મધરાત પછી ફરીવાર સહુના હૃદયબંધ જાણે છૂટી ગયા. આહ! ફિર વહાંસે નહિ આના હોગા!

# ‘ વિધિનિર્મિત શુક્રવાર ’

દુનિયાના પુરુષશ્રેષ્ઠના દેહવિલય માટે સાચે જ એ ગોઝારો શુક્રવાર વિધિનિર્મિત હશે! છેલ્લી ક્ષણ સુધી પૂ. ગાંધીજી કાર્યરત હતા ‘ મારે આ કામ પૂરું કરવું જ જોઈએ ’ એવો આગ્રહ રાખી કોંગ્રેસ બંધારણનો ખરડો એમણે આખો જ તૈયાર કરી રાષ્ટ્રને છેલ્લું વસિયતનામું લખી આપ્યું! આ આખા દિવસનો વિગતવાર અહેવાલ પૂ. ગાંધીજીના રહસ્યમંત્રી શ્રી. પ્યારેલાલજીએ ‘ હરિજન ’ માં રજૂ કર્યો હતો. એ આખો અહેવાલ અહીં ઉતાર્યો છે.

“ ૨૯મી તારીખે આખો દિવસ ગાંધીજી કામમાં એટલા બધા રોકાયેલા હતા કે સાંજે તે થાકીને લોથ થઈ ગયા. કોંગ્રેસ માટેના બંધારણના ખરડા તરફ આંગળી કરીને તેમણે આભાને કહ્યું કે, ‘ મને ચક્કર આવે છે તેમ છતાં મારે એ કામ પૂરું કરવું રહ્યું. મને લાગે છે કે મારે મોડે સુધી જાગવું પડશે.” કોંગ્રેસના નવા બંધારણનો એ ખરડો તૈયાર કરવાનું ગાંધીજીએ માથે લીધું હતું.

આખરે રાત્રે સાડાનવ વાગે ગાંધીજી સૂવાને ગયા.

પથારીમાં સુતા પછી પોતાના કરતાં વિશેષ કરીને પોતાની

સેવાચાકરી કરનારાંઓના સમાધાનને ખાતર સામાન્ય રીતે ગાંધીજી પોતાના પગ–શરીર ચાંપવા દેતા. માનસિક દૃષ્ટિએ તો ગાંધીજીએ ઘણા સમયથી એને વિષે ઉદાસીનતા કેળવી હતી, જોકે આવી નાની નાની કાળજીની તેમના શરીરને જરૂર હતી એ હું જાણું છું. દિવસભરના લોથપોથ કરી મૂકનારા કામના બોજા પછી એથી કરીને હળવી વાતો તથા વિનોદને માટે પણ તક મળી રહેતી. આવાં વાર્તાવિનોદની સાથે સાથે ગાંધીજી સૂચનાઓ પણ આપતા.

ગુરુવારે રાત્રે સહજ મળવાને આવેલાં એક આશ્રમવાસી બહેન જોડે તેમણે વાતચીત કરી. એમની તબિયત સારી રહેતી નહોતી એ માટે તેમણે તેને ઠપકો આપ્યો અને કહ્યું "જો રામનામ તમારા હૃદયમાં પ્રતિષ્ઠિત થયું હોત તો તમે માંદાં ન પડત. પણ એને માટે તો શ્રદ્ધા જોઈએ."

એ જ દિવસે સાંજે પ્રાર્થના પછી પ્રાર્થનામાં આવેલાઓમાંથી એક ભાઈ ગાંધીજીના હસ્તાક્ષર લેવાને તેમની પાસે દોડી આવ્યા કેમકે તે બીજી તારીખે વર્ધા જવાના હતા. ગાંધીજીએ પૂછ્યું, 'હું જવાનો છું એમ કોણે કહ્યું ?' 'છાપાઓમાં એવી ખબર છે,' હસ્તાક્ષરો માગનારાએ કહ્યું. ગાંધીજીએ જવાબ આપ્યો, "હા ગાંધીને વિષે એવી ખબર છાપાંઓમાં મેં પણ વાંચી છે, એ પણ કયા 'ગાંધી' વિષે છે તેની મને ખબર નથી."

બીજા એક આશ્રમવાસીની સાથે વાત કરતાં પણ પ્રાર્થના પછીના પ્રવચનમાં તેમણે વ્યક્ત કરેલી પોતાની લાગણી ગાંધીજીએ ફરીથી વ્યક્ત કરી; મારે અશાંતિમાંથી શાંતિ, અંધકારમાંથી પ્રકાશ અને નિરાશામાંથી આશા ખોળવાં રહ્યાં. પછીથી વાતમાં હાથ-લાકડીનો ઉલ્લેખ આપતાં તેમણે કહ્યું કે 'બાળાઓને હું મારી હાથલાકડી બનવા દઉં છું ખરો પરંતુ સાચું પૂછો તો મારે એની

કશી જરૂર નથી. કોઈ પણ વસ્તુ માટે કોઈના પર પણ આધાર ન રાખવાની મેં ઘણા સમયથી ટેવ પાડી છે. પોતાના પિતાની પાસે જતી હોય તેમ બાળાઓ મારી આસપાસ ટોળે વળે છે. મને એ ગમે, પણ ખરેખર હું એ વિષે સર્વથા ઉદાસીન છું.' અને તેમની આંખો બીડાઈ ત્યાં સુધી આવી વાતો ચાલી.

વિધિનિર્મિત ૩૦મી તારીખે સવારની પ્રાર્થના માટે હંમેશની જેમ ગાંધીજી સાડા ત્રણ વાગે ઊઠયા. પ્રાર્થના પછી તે કામે વળગ્યા અને પછીથી થોડીક ઊંઘ લેવાને માટે ફરીથી પથારીમાં સૂઈ ગયા.

સવારે આઠ વાગ્યે તેમને માલિસ કરવામાં આવે છે. મારા ઓરડામાં થઈને પસાર થતાં કોંગ્રેસ માટેના નવા બંધારણનો તેમણે તૈયાર કરેલો ખરડો તેઓ મને આપતા ગયા. આગલી રાત્રે એનો થોડોક ભાગ તેમણે તૈયાર કર્યો હતો અને તેમણે મને એ 'બરાબર' તપાસી જવાને જણાવ્યું, કહ્યું: "એમાં વિચારોની જે કાંઈ ઊણપો રહી ગઈ હોય તે પૂરી કરજો. બહુ થાકયાપાકયા મેં એ તૈયાર કર્યો છે." એ ખરડો રાષ્ટ્ર માટેનું તેમનું છેલ્લું વસિયતનામું છે.

માલિસ પછી ઓરડા આગળથી પસાર થતાં મેં પેલો બંધારણનો ખરડો જોઈ કાઢયો કે કેમ તે તેમણે મને પૂછ્યું. વળી મદ્રાસ પર ઝઝૂમી રહેલી અનાજની કટોકટી અંગે નોઆખલીના મારા અનુભવો અને પ્રયોગોને આધારે એક નોંધ તૈયાર કરવાને પણ તેમણે મને કહ્યું. "ખોરાક ખાતાના પ્રધાન ચિંતાતુર બન્યા છે. જુદી જુદી જાતનાં કંદમૂળોની વાત જવા દો, તો પણ કુદરતે જ્યાં આગળ નાળિયેરીઓ અને ખજૂરીઓ તથા મગફળી અને કેળાં મોકળે હાથે આપ્યાં છે તેવો મદ્રાસ પ્રાંત ભૂખે ન મરવો જોઈએ. હા, ખોરાકને અંગેની પોતાની સાધનસામગ્રી લોકોને કામમાં લેતાં આવડવું જોઈએ." તે ઇચ્છતા હતા તેવી નોંધ તૈયાર

કરવાની મેં હા પાડી. પછીથી તે નાહવાને ગયા. નાહીને આવ્યા ત્યારે તે ખૂબ પ્રફુલ્લ લાગતા હતા. ગઈ રાતનો થાક અદૃશ્ય થયો હતો. પછી તે પોતાના હંમેશના ખુશમિજાજમાં આવ્યા હતા. આશ્રમની બાળાઓના શરીરનો બાંધો નબળો હોવાને કારણે તેમણે તેમને ઠપકો આપ્યો. કોઇએ તેમને કહ્યું કે 'વાહનને અભાવે...ગાડી ચૂકી ગયાં.' તેના જવાબમાં તરત જ તેમણે કહ્યું કે, 'તેમણે તેટલું ચાલી કેમ ન નાખ્યું?' અને આ કંઈ ખાલી ફાકા મારવાની વાત નહોતી. કેમ કે મને યાદ છે, કે એક વખતે આંધ્ર દેશનો અમે પ્રવાસ કરતા હતા ત્યારે મોટરમાં પેટ્રોલ ખૂટી જવાથી પાસેના તેર માઈલ દૂરના સ્ટેશને અમારા કાગળો તથા થોડોક સામાન લઈને ચાલીને પહોંચવા માટે તૈયાર થવાને તેમણે મને જણાવ્યું હતું.

બંગાળી લેખનનું તેમનું રોજનું કામ પતાવીને સાડા નવ વાગે તેમણે સવારનું ભોજન લીધું. પોતાની મંડળીને વિખેરી નાખીને 'કરેંગે યા મરેંગે'ની પ્રતિજ્ઞાનું પાલન કરવાને પૂર્વ બંગાળમાં દટાઈ જવાને તે ખુલ્લે પગે શ્રીરામપુર ગયા ત્યારથી આ નિત્યક્રમને તે ચીવટપૂર્વક વળગી રહ્યા હતા. મારા સુધારાવધારા સાથેનો તેમનો બંધારણનો ખરડો લઈને હું તેમની પાસે પહોંચ્યો ત્યારે તે હજી ભોજન લેતા હતા. તેમના ભોજનમાં બકરીનું દૂધ, રાંધેલી અને કાચી ભાજી, મોસંબી, આદુનો કાઢો, ખાટાં લીંબુનો રસ તથા ઘૃતકુમારીનો સમાવેશ થતો હતો. બંધારણના મારા સુધારાવધારા પોતાની વિશિષ્ટ પ્રકારની ઝીણવટથી તેઓ એક પછી એક જોઈ ગયા અને પંચાયતના આગેવાનોની સંખ્યાની ગણતરીને અંગેની ગરતચૂકથી રહી ગયેલી મારી ભૂલ તેમણે સુધારી.

પછીથી મેં ડૉ. રાજેન્દ્રપ્રસાદની મારી મુલાકાત વખતનો હેવાલ આપ્યો. તેમની તબિયત સારી રહેતી નહોતી તેથી એ વિષે ખબર કાઢવાને આગલે દિવસે તેમણે મને મોકલ્યો હતો. વળી

આગલે દિવસે સાંજે ડૉ. શ્યામપ્રસાદ મુકરજીને હું મળ્યો ત્યારે પૂર્વ બંગાળની સ્થિતિ વિષે તેમણે આપેલી છેલ્લી ખબર પણ મેં ગાંધીજીને કહી સંભળાવી. આના પરથી નોઆખલીની વાત નીકળી. મેં તેમની સમક્ષ વ્યવસ્થિત રીતે વસતીનું સ્થળાંતર કરવાની વાત મૂકી પરંતુ એ વિષે તેમનો અભિપ્રાય સ્પષ્ટ અને દૃઢ હતો. જેમ આપણા કાર્યકર્તાઓએ 'કરેંગે યા મરેંગે'ના સૂત્ર પ્રમાણે આચરણ કરવાનું છે તે જ રીતે પોતાના સ્વમાન, આબરૂ તથા ધાર્મિક સ્વાતંત્ર્યનો હક સાચવવાને માટે 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનો અમલ કરવાને પ્રજાને પણ આપણે તૈયાર કરવી જોઈએ. "છેવટે ગણ્યાંગાંઠ્યા જ એવા રહી જાય એમ બને પરંતુ દુર્બળતામાંથી સામર્થ્ય પેદા કરવાનો બીજો કોઈ ઉપાય નથી. સશસ્ત્ર યુદ્ધમાં પણ સામાન્ય સિપાઈઓનો ધાણ નથી નીકળતો? તો પછી અહિંસક યુદ્ધમાં પણ એથી બીજું કેવી રીતે સંભવી શકે?" આગળ ચાલતાં તેમણે જણાવ્યું, "તમે જે કરી રહ્યા છો એ યોગ્ય રસ્તો છે. તમે મોતનો ભય કાઢ્યો છે અને લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તથા તેમના પ્રીતીપાત્ર બન્યા છો. પ્રેમ અને ખંતની સાથે જ્ઞાનનો મેળ સાધવો જોઈએ. આ તમે કર્યું છે. તમે એકલા પણ સંપૂર્ણપણે અને યોગ્ય રીતે તમારી ફરજ બજાવો તો બીજા બધાંને તમે તમારામાં સમાવી લેશો. તમને ખબર છે કે તમારી મને અહીં ખૂબ જરૂર છે. મારા પર એટલો બધો બોજો છે કે ન પૂછો વાત. વળી દુનિયાને પણ હું ઘણુંઘણું કહેવા માગું છું. પરંતુ તમે અહીં નથી એટલે હાલ હું એ નથી કરી શકતો. પરંતુ એ બાબતમાં મારા દિલને મેં વજ્ર જેવું કઠણ કર્યું છે. તમે જે કાર્ય કરી રહ્યા છો તે વધારે મહત્ત્વનું છે." પછીથી ગુંડાઓની બાબતમાં સરકાર પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડે તો તેમની જોડે કયી રીતે કામ લેવું એ તેમણે બતાવ્યું.

બપોરના આરામ પછી ગાંધીજી શ્રી. સુધીર ઘોષને મળ્યા. શ્રી. ઘોષે લંડનના 'ટાઈમ્સ' પત્રની એક કાપલી તથા સરદારને કોમવાદી કહીને અને પંડિત જવાહરલાલનાં વખાણ કરવાનો ડોળ કરીને લોકો તેમની વચ્ચે ફૂટ પડાવવાનો કેવી રીતે સતત પ્રયાસ કરી રહ્યા છે એ બતાવતા એક અંગ્રેજ મિત્રના કાગળમાંથી કેટલાક ઉતારા ગાંધીજીને વાંચી બતાવ્યા. ગાંધીજીએ કહ્યું કે, 'મને એ રમતની ખબર છે અને એ વિષે હું ભારે વિમાસણમાં પડી ગયો છું. 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા પ્રાર્થના પછીના એક પ્રવચનમાં મેં આને વિષે ચર્ચા કરી છે. પણ આ બાબતમાં એથી વિશેષ કંઈક કરવાની જરૂર છે. એ વિષે શું કરવું એનો હું વિચાર કરી રહ્યો છું.'

આખો દિવસ એક પછી એક મુલાકાત ચાલ્યા જ કરી. દિલ્હીના મૌલાનાઓ તેમને મળવા આવ્યા. તેમણે ગાંધીજીના વર્ધા જવા વિષે સંમતિ આપી. ગાંધીજીએ તેમને કહ્યું કે, 'થોડા વખત માટે જ હું અહીંથી જાઉં છું. ઈશ્વરે કંઈક જુદું જ ધાર્યું હોય અને અણુચિંતવ્યું કંઈક બની જાય તે સિવાય ૧૧મી તારીખે સદ્‌ગત જમનાલાલજીની પુણ્યતિથિના સમારંભમાં ભાગ લઈને ૧૪મી તારીખે હું પાછો દિલ્હી આવી પહોંચીશ.'

સાડા ચાર વાગ્યે આભા ગાંધીજીનું સાંજનું ભાણું લાવી. એમાં લગભગ સવારના ભોજનની જ વસ્તુઓ હતી. આ પૃથ્વી પરનું આ તેમનું છેલ્લું ભોજન હતું. સરદાર સાથેની મુલાકાત એ તેમની એવી છેલ્લી મુલાકાત હતી. પ્રધાનમંડળની એકતા છિન્નભિન્ન કરવા માટે સરદારની સામે ચાલી રહેલો દુષ્ટતાભર્યો પ્રચાર એ તેમની વચ્ચેની ચર્ચાની એક બાબત હતી. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પ્રધાનમંડળમાં કોઈ પણ પ્રકારનું ભંગાણ પડે

તે દેશના ઇતિહાસની આ કટોકટીની પળે આપત્તિરૂપ છે. સરદારને તેમણે કહ્યું કે, 'પ્રાર્થના પછીના આજ સાંજના મારા પ્રવચનમાં હું એ વિષે બોલીશ. પ્રાર્થના પછી પંડિતજી મને મળવાના છે તેમની સાથે પણ હું એ વિષે ચર્ચા કરીશ.' વળી તેમણે ઉમેર્યું કે, 'જરૂર જણાય તો બીજી તારીખે વર્ધા જવાનું હું માંડી વાળીશ અને બે વચ્ચે અણબનાવ કરાવવાના દુષ્ટતાભર્યાં પ્રયાસને નિર્મૂળ કર્યા વિના હું દિલ્હી નહીં છોડું.'

આમ વાત ચાલી રહી હતી. બિચારી આભા હજી પણ એમાં વિક્ષેપ પાડવાની હિંમત કરી ન શકી. સમય સાચવવાની અને ખાસ કરીને પ્રાર્થનાનો સમય જાળવવાની બાબતને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા હતા એ તે જાણતી હતી. એટલે જીવ પર આવી જઈને પ્રાર્થનાનું મોડું થાય છે એ દર્શાવવા તેણે તેમનું ઘડિયાળ તેમની આગળ ધર્યું. પ્રાર્થનામાં જતાં પહેલાં નહાવાની ઓરડીમાં જવાને ઊઠતાં ઊઠતાં તેમણે કહ્યું કે, "હવે તો મારે ભાગવું જ જોઈએ." જ્યાં આગળ સાંજની પ્રાર્થના કરવામાં આવતી હતી તે વ્યાસપીઠના પગથિયા આગળ આવતા સુધી માર્ગમાં તેમણે તે દિવસે સાંજની 'હાથલાકડીઓ' આભા અને મનુ જોડે ઠઠ્ઠા-મશ્કરીઓ ઉડાવી.

બપોર પછી આભાએ ગાંધીજીને કાચા ગાજરનો રસ આપ્યો ત્યારે તેમણે કહ્યું, "તું મને ઢોરનો ખોરાક આપે છે એમ ને!" આભાએ જવાબ આપ્યો, "બા એને ઘોડાનો ખોરાક કહેતાં હતાં." "બીજું કોઈ જેની પરવા કરતું નથી તેનો હું આસ્વાદ લઉં છું. એ મારે માટે ભારે ન કહેવાય?" એમ કહી તે હસ્યા.

"બાપુ તમારું ઘડિયાળ બિચારું ઝૂરતું હશે, તમે એના તરફ

નજર રાખતા જ નથી." આભાએ કહ્યું, 'તમે લોકો જ મારી ઘડિયાળો છો, પછી હું શાને એમ કરું." તેમણે જવાબ આપ્યો, "પણ તમે એ ઘડિયાળો તરફ પણ નજર રાખતા નથી." એક કહ્યું. બાપુ ફરી પાછા હસી પડ્યા. પગથિયા નજીક આવતાં તેમના છેલ્લા શબ્દો આ છેઃ "હું દશ મિનિટ મોડો છું. મોડા થવું મને બિલકુલ પસંદ નથી. બરાબર પાંચને ટકોરે પ્રાર્થનાની જગ્યાએ આવી જવાનું મને ગમે." આટલેથી વાત અટકી કેમ કે પ્રાર્થના સ્થાનની નજીક આવતાવેંત બધી મજાક અને વાતચીત બંધ થઈ જવી જોઈએ, અને મનમાં પ્રાર્થના સિવાય બીજા કશા વિચાર ન હોવા જોઈએ એવો તેમની 'હાથલાકડીઓ' સાથેનો તેમનો સંકેત હતો.

પ્રાર્થનાર્થીઓની કોર્ડન કરેલી હારમાં થઈને તે જતા હતા ત્યારે પ્રાર્થનાર્થીઓના નમસ્કારના વળતા નમસ્કાર કરવાને તેમણે બે બાળાઓના ખભા પરથી પોતાના હાથ ઉપાડી લીધા. એકાએક ડાબી બાજુએથી જોરથી માર્ગ કરતો એક માણસ ટોળામાંથી આવ્યો. ગાંધીજીના પગને સ્પર્શ કરવાને માટે તે આવ્યો છે એમ સમજીને મનુએ 'પ્રાર્થનાનું મોડું થવા છતાં યે તમે આવી રીતે વખત લો છો' એવી મતલબનું ઠપકારૂપે તેને કહ્યું અને તેનો હાથ પકડીને આ ધસી આવનારને અટકાવવા પ્રયત્ન કર્યો. તેણે તેને જોરથી હડસેલી મૂકી. એથી કરીને તેના હાથમાંની ભજનાવલિ, બાપુની થૂંકદાની તથા માળા નીચે પડી ગયાં. એ વસ્તુઓ લેવાને તે નીચે વળી એટલામાં પેલો બાપુની છેક સામે આવીને ઊભો. બાપુની એટલો સમીપ તે આવ્યો હતો કે ગોળીનું એક ખાલી કોચલું બાપુના કપડાની ગડીમાંથી મળી આવ્યું હતું. સાત બારની ઑટોમૅટિક પિસ્તોલમાંથી ધડાધડ ત્રણ બાર થયા. પહેલી ગોળી મધ્ય રેખાથી સાડાત્રણ ઇંચ જમણી બાજુએ નાભિથી અઢી ઇંચ

ઉપર પેટમાં વાગી હતી. અને બીજી મધ્ય રેખાથી એક ઇંચ દૂર અને ત્રીજી જમણી બાજુએ છાતીમાં મધ્ય રેખાથી ચાર ઇંચ દૂર વાગી હતી. પહેલી અને બીજી ગોળી શરીરની આરપાર નીકળી ગઈ હતી. ત્રીજી ફેફસામાં ભરાઇ રહી હતી. પહેલી ગોળી વાગી ત્યારે જે પગ ગતિમાં હતો તે વળી ગયો. બીજી ગોળી વખતે પણ તે ઊભા હતા અને પછી તે ઢગલો થઈને પડયા. 'રામ, રામ' એ તેમના છેલ્લા બોલ હતા, તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. તેમનાં સફેદ વસ્ત્રો પર લાલ ડાઘ પસરી ગયો, પ્રાર્થનાર્થીઓને નમસ્કારને અર્થે ઊંચા કરેલા હાથ ધીમે ધીમે નીચે ઢળ્યા, એક હાથ તેના સ્વાભાવિક સ્થાન આભાની ગરદન પર પડયો. શિથિલ બની ગયેલો દેહ ધીમેથી ઢળી પડયો, સડક બની ગયેલી મનુ અને આભાને શું બની ગયું તેની ત્યારે જ ખબર પડી.

બીજે દિવસે નોઆખલી જવાની તૈયારી પૂરી કરવા માટે હું શહેરમાં ગયો હતો. ત્યાંથી હું આવ્યો અને પ્રાર્થનાસ્થાન તરફ જતી પથ્થરની કમાનો સુધી પહોંચ્યો ત્યાં તો સામેથી શ્રી. ચંદવાણી દોડતા આવ્યા, તે બોલી ઊઠયા, "દાક્તરને ફોન કરો, બાપુ પર ગોળીબાર થયો છે." હું તો એ સાંભળીને સડક જ થઇ ગયો, યંત્રની પેઠે મેં દાક્તરને બોલાવવા કોઇકને ફોન કરવા કહ્યું.

સહુ આભાં બની ગયાં હતાં. તેમની પાછળ આવનાર ડૉ. રાજ સંભરવાલે તેમનું માથું ધીમેથી આભાના ખોળામાં મૂકયું, તેમનો દેહ કંપતો હતો અને આંખો અડધી બિડાયેલી હતી. ખૂનીને બિરલાભવનના એક માળીએ પકડયો હતો. એમાં બીજાઓ પણ ભળ્યા અને થોડીક ખેંચતાણ પછી પેલા ખૂનીને તેમણે જેર કર્યો. મિત્રો શિથિલ અને નિશ્ચેષ્ટ બની ગયેલા શરીરને ઉપાડીને અંદર લઈ ગયા અને તે બેસતા અને કામ કરતા તે સાદડી પર તેમને સુવાડયા. પરંતુ બીજું કશું યે થઈ શકે તે પહેલાં જ શરીરનું

યંત્ર બંધ પડી ગયું. અંદર લાવ્યા પછી તેમને આપવામાં આવેલું ચમચા જેટલું મધ અને ગરમ પાણી ન ગળી શકાયું. લગભગ તત્કાળ મરણ નીપજ્યું હતું.

ડૉ. સુશીલા ભાવલપુર ગયાં હતાં. માનવદયાના કામ માટે બાપુએ તેમને ત્યાં મોકલ્યાં હતાં. બોલાવવામાં આવેલા ડૉ. ભાગવત આવ્યા અને ઍડ્રેનેલીન નામની દવા માટે ડૉ. સુશીલાની તાત્કાલિક દવાઓની પેટીની ખોળાખોળ કરવા લાગ્યા. મેં તેમને એ ન ખોળવા વિનવ્યા કેમ કે ગાંધીજીએ તેમનું જીવન બચાવવા માટે પણ નિષિદ્ધ દવાઓ તેમને ન આપવાને અમને કહી રાખ્યું હતું. વરસો જતાં તેમ તેમ પોતાને માટે તેમ જ બીજાઓને માટે પણ બધા રોગોના નિવારણ માટે રામનામની એક માત્ર જડીબુટ્ટી પર તેઓ વધુ ને વધુ આધાર રાખતા થયા હતા. એકને આધારે આખું જગત ટકી રહ્યું છે એવું ગીતા કહે છે તેનો અર્થ શો એમ કહીને, ઉપવાસ દરમ્યાન હમણાં જ એક દિવસે વિજ્ઞાનની મર્યાદા વિષે તેમણે વાત કરી હતી. સર્વ રોગનું નિવારણ કરવાની શક્તિ ધરાવનાર રામનામને વિષે બોલતાં ઘનશ્યામદાસજીને કંઈક અફસોસપૂર્વક તેમણે કહ્યું હતું કે, 'મારા જીવનમાં જો હું એ વાત ખરી ન પાડું તો મારા મરણ સાથે જ એનો પણ અંત આવ્યો સમજજો.' અને બન્યું પણ એમ કે તાત્કાલિક દવાઓની પેટીમાં ઍડ્રેનેલીન હતી જ નહીં. રસાયણી પદ્ધતિથી બનાવેલા ઍડ્રેનેલીનની સુશીલાએ મેળવેલી એકમાત્ર શીશી નોઆખલીમાં કાઝીરખિલની છાવણીમાં રહેવા દેવામાં આવી હતી. ગાંધીજીને એની કશી પરવા ન હતી.

ગાંધીજીના સાથીઓ પૈકી સરદાર વલ્લભભાઈ પહેલા આવી પહોંચ્યા. તે આવીને તેમને પડખે બેઠા, તેમની નાડ તપાસી જોઈ અને તેમણે ધાર્યું કે તે હજી મંદમંદ ચાલે છે. બાળાઓ તો

ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી હતી પરંતુ હવે તેઓ એકઠી મળીને રામધૂન ગાવા લાગી હતી. સરદાર ચેતનરહિત દેહની પાસે ખડકની પેઠે બેઠા હતા. તેમનું મોં લેવાઈ ગયું હતું. પછીથી પંડિત જવાહરલાલ આવ્યા અને બાપુનાં કપડાંમાં પોતાનું મોં રાખીને એક બાળકની પેઠે રોવા લાગ્યા. પછી દેવદાસ આવ્યા. અને પછી શ્રી. જયરામદાસ, રાજકુમારી અમૃતકૌર, આચાર્ય કૃપાલાની વગેરે તેમના બાકી રહેલા જુના સાથીઓ આવ્યા, થોડી વાર પછી લોર્ડ માઉન્ટબેટન આવ્યા ત્યારે બહાર માણસોનો ધસારો એટલો બધો વધી ગયો હતો કે મહામુશ્કેલીએ તેઓ અંદર આવી શકયા. એક ક્ષણના પણ વિલંબ વિના એ સુભટ પંડિતજી અને મૌલાના સાહેબને બીજા ઓરડામાં લઈ ગયા અને એક રાજપુરુષનું પોતાનું ચિત્ત આ અતિ કરુણ ઘટનામાંથી ઉદ્ભવતા તાત્કાલિક પ્રશ્ન પર તેમણે લગાડયું. ગાંધીજીના દેહને રાસાયણિક દ્રવ્યોની મદદથી ટકાવી રાખીને કંઈ નહીં તો થોડા વખત માટે રાજવી દબદબાથી રાખવાની સૂચના આવી. પરંતુ એ બાબતમાં ગાંધીજીના વિચારો એવા દૃઢ અને સ્પષ્ટ હતા કે એમાં વચ્ચે પડવાની મારી પવિત્ર અનિવાર્ય ફરજ થઈ પડી. મૃતદેહને જાળવી રાખીને તેનું બુત કરવા સામે તેમનો કેટલો બધો વિરોધ હતો એ મેં તેમને જણાવ્યું. અનેક વખત તેમણે મને કહ્યું હતું કે, "મારે વિષે જો એમ થવા દેશો તો મૃત્યુની સ્થિતિમાં પણ હું તમને ઠપકો આપીશ, જ્યાં પણ મારો દેહ પડે ત્યાંને ત્યાં કોઈ પણ પ્રકારની ધમાલ વિના તેને બાળી મૂકવામાં આવે એમ હું ઇચ્છું છું." શ્રી. જયરામદાસ તથા ડો. જીવરાજ મહેતાએ મારી વાતને ટેકો આપ્યો અને પેલો વિચાર પડતો મૂકવામા આવ્યો. રાત્રી દરમ્યાન ગીતા અને સુખમની સાહેબના પારાયણના મધુર ધ્વનિથી એ ઓરડો ગુંજી રહ્યો જ્યારે વધતી જતી અને શોકથી ગાંડી બનેલી માનવમેદની ઓરડાની ચારે તરફથી દર્શન માટે ધસી રહી હતી. આખરે ગાંધીજીના દેહને ઉપલે

ચાળે લઈ જઈને લોકોનાં દર્શન માટે બિરલાભવનના એક ઝરૂખામાં મૂકવો જ પડયો.

મળસકે હિંદુ વિધિ પ્રમાણે દેહને સ્નાન કરાવવામાં આવ્યું અને તેમને પુષ્પાચ્છાદિત ઓરડાની વચ્ચે સુવાડવામાં આવ્યો. પછીથી એલચી મંડળના સભ્યો આવ્યા અને પગ આગળ પોતાના હાર મૂકીને તેમણે મૂક અંજલિ આપી.

"હસતે મોંએ હું ગોળીના વરસાદનો સામનો કરું એના કરતાં વધારે પ્રિય મને બીજું કંઈ નથી." તેમના મૃત્યુના થોડા જ દિવસ અગાઉ તેમણે આમ કહ્યું હતું અને ઈશ્વરે એ વરદાન તેમને આપ્યું હોય એમ લાગતું હતું.

અમે સહુએ છેલ્લા પ્રણામ કર્યા. તે પછી ૧૧ વાગે દેહને શબવાહિની પર મૂકવામાં આવ્યો ત્યાં સુધીમાં રામદાસ ગાંધી નાગપુરથી એરોપ્લેનમાં આવી પહોંચ્યા હતા. સ્મશાનયાત્રા નીકળવાની તૈયારીમાં હતી તે જ વખતે છેલ્લાં ડૉ. સુશીલા નાયર આવ્યાં. છેવટની ઘડી બાપુની પાસે તે ન રહી શક્યાં એ વિચારથી તેને અપાર દુઃખ થતું હતું. પરંતુ છેલ્લે છેલ્લે પણ છેવટનાં દર્શન કરવાને માટે તે વેળાસર આવી શક્યાં તે માટે વિધિનો તેઓ આભાર માનતાં હતાં.

×

જે કંઈ બનવા પામ્યું તેમાં તેના મર્મ વિષે હું વિચાર કરવા લાગ્યો. પ્રથમ તો હું આભો જ બની ગયો પણ ધીમે ધીમે એ કોયડો ઉકલવા લાગ્યો. હમણાં એક દિવસ એક માણસે પણ પોતાના કર્તવ્યનું પૂરેપૂરું અને યોગ્ય પાલન કરવા વિષે તે બોલ્યા હતા ત્યારે એનો અર્થ ખરેખર શો થાય એ વિષે હું વિમાસણમાં

પડી ગયો હતો. એમના મરણે એ જવાબ પૂરો પાડયો છે. પહેલાં તે ઉપવાસ કરતા ત્યારે બીજાને નિગાહ રાખવાને અને પ્રાર્થના કરવાને કહેતા. 'બાળકો વચ્ચે પિતા હોય ત્યારે તેમણે રમતું કૂદતું જોઈએ. મારા ગયા પછી તેઓ હું કરી રહ્યો છું તે બધું કરશે " એમ તે કહેતા. આજે જે જ્વાળાઓ દેશને ઘેરી વળવાનો ભય ઊભો થયો છે તેને બુઝાવવી હોય અને આપણે માટે જે સ્વતંત્રતા તેમણે મેળવી તેનાં ફળ તેઓ જેમને માટે ઝંખતા હતા તેઓ ભોગવવાના હોય તો તેમના મરણે ચીંધેલો માર્ગ અખત્યાર કરવો જોઈએ.

('હરિજનબંધુ'માંથી)

# અંતિમયાત્રા

શનિવારનું પરોઢ ઊગ્યું ત્યારે ક્યાંય ઉષ:કાળની પ્રસન્નતા ન હોતી. પ્રકાશ પથરાયો હતો છતાં ચોપાસ ઘોર અંધકાર જાણે હોય એમ મનમાં થતું હતું. કરોડો માનવીઓ એક જ લાગણી અનુભવતા હતા. વાતાવરણમાંથી જ જાણે વિષાદ નીતરતો હતો. રાષ્ટ્રપિતાના દેહવિલયને બાર કલાક વીતી ગયા હતા તો ય લોકહૃદયની સ્તબ્ધતા ઓગળી નહોતી, ડૂમો છૂટતો નહોતો.

અંતિમયાત્રામાં ભાગ લેવા લાખો માનવીઓ વહેલી સવારથી જ દિલ્હીમાં યોગ્ય સ્થળે પહોંચી જવા નીકળ્યા હતા. રાષ્ટ્રના રાહબરોએ આગલી રાતે જ રેડિયો દ્વારા સ્મશાનયાત્રાનો સમય અને માર્ગ જાહેર કર્યાં હતાં. દેશભરમાં શોકદિન જાહેર થયો હતો. આખા શહેરમાં હજારો રાષ્ટ્રધ્વજો અરધી કાઠીએ ફરકી શોકભરી સલામી આપી રહ્યા હતા. બિરલાભવનમાં અંતિમયાત્રાની તયારી ચાલતી હતી અને હજારો માનવીઓ આંસુભરી આંખે બાપુનાં અંતિમ દર્શન માટે ઓરડા આગળથી કતારબંધ પસાર થઈ રહ્યાં હતાં. બિરલાભવન બહાર તો આલ્બુકર્ક રોડ જાહેરપ્રજા માટે બંધ કરવામાં આવ્યો હતો અને પોલીસ લશ્કરનો કડક બંદોબસ્ત હતો. તમામ જનતા જોઈ શકે એ હેતુથી શબવાહિની પસંદ કરવામાં ઘણો વિચાર

કરવો પડયો અને અંતે લશ્કરી ઢબો વાપરતાં તે શસ્ત્રવાહિની (weapons carrier) પસંદ કરવામાં આવી. ઊંચા એવા એ વાહનને ભગવા વસ્ત્રનું આચ્છાદન હતું. એમાં ય ઊંચી પાટ મુકાઈ હતી અને તેના ઉપર એક નીચી ખાટલી જેના ઉપર બાપુનો દેહ રખાયો હતો તે જ ઊંચકીને મૂકવાની યોજના હતી. સરસેનાપતિ જનરલ બુશરના નિવાસસ્થાને પરોઢ સુધી લાંબી મંત્રણાઓ ચાલી હતી અને તેમાં સ્મશાનયાત્રાનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો હતો.

સવારથી જ હજારો નાગરિકો, પરદેશી એલચીખાતાના સભ્યો અને પરદેશી સરકારોના પ્રતિનિધિઓ બાપુને અંતિમ વંદના કરવા અને પુષ્પહાર અને ગજરા ચઢાવવા આવવા માંડયા હતા. બાપુના દેહ ઉપર સફેદ વસ્ત્રોનું આચ્છાદન હતું. પરંતુ રાષ્ટ્રપિતાનાં દર્શન સહુ કરી શકે એ માટે પેટ સુધી જ એ આચ્છાદન રખાયું હતું. સૌમ્ય તેજસ્વી અને શાંત મુખમુદ્રા સાથે ચિરનિદ્રામાં પોઢેલા ભવ્ય લલાટ પર ચંદનનો લેપ કર્યો હતો. ગળામાં સૂતરનો હાર, ફૂલની માળા અને રુદ્રાક્ષની માળા પહેરાવ્યાં હતાં. છાતી ઉપર હૃદયભાગે એક અતિશય સુંદર ગુલાબનું મોટું ફૂલ પં. નહેરુએ મૂક્યું હતું. ખાટલી ઉપર ઊંચા ઓશિકા ઉપર ટેકવેલું રાષ્ટ્રપિતાનું શિર એમની વિરાટ ભવ્યતાનાં દર્શન કરાવતા પ્રતાપી અને તેજસ્વી મુખ ઉપર જ સહુની નજર ખેંચી લેતું હતું. એક મોટો રાષ્ટ્રધ્વજ એમના દેહ ઉપર આચ્છાદન તરીકે રખાયો હતો. ગાંધીજી હિંદ સરકારના કોઈ હોદ્દેદાર નહોતા પરંતુ હિંદ સરકારના સર્વોચ્ચ નેતાઓના પણ એ પિતા સમાન, હિંદના રાષ્ટ્રવિધાયક અને રાષ્ટ્રપિતા હતા તેથી એમની સ્મશાનયાત્રા તો દરબારી ઢબે જ અંતિમ માન સાથે નીકળવાની હતી.

હિંદના છેલ્લા વાઈસરોય અને પહેલા જ બંધારણીય ગવર્નર-જનરલ લોર્ડ માઉન્ટબેટન ગાંધીજી સાથેની તાજી મિત્રતાને લીધે વધુ નીકટ આવેલા અંગ્રેજો પૈકીના એક હતા. તેમના હૃદયમાં પણ ભારે ગ્લાનિ અને આ ભયંકર અત્યાચારનું દુઃખ હતું. રાષ્ટ્રપિતાને અપાઈ રહેલા ભવ્ય માનમાં એમનું શિર પણ નમ્રતાપૂર્વક નમેલું રહ્યું હતું. વહેલી સવારથી આવનારાઓમાં લોર્ડ માઉન્ટબેટન અને તેમના કુટુંબનો પણ સમાવેશ થતો હતો. નૌકાસેનાપતિના શ્વેત ગણવેશ ઉપર શોકનો કાળો પટો બાંધ્યો હતો.

બાપુના દેહ પાસે ઘીનો દીવો બળતો હતો અને મંત્રોચ્ચાર તથા રામધૂન અખંડ ચાલતી હતી. દસ વાગ્યા અને સ્મશાનયાત્રાની તૈયારીઓએ વેગ પકડયો. લશ્કરી દળોના ત્રણે વિભાગો ખુશ્કી, નૌકાદળ અને હવાઈદળની ટુકડીઓ આવી પહોંચી હતી. લાલ ડગલાવાળી સશસ્ત્ર પોલીસદળની ટુકડી પણ હાજર થઈ. ચાર બખ્તરગાડીઓ આખા સરઘસની મોખરે રહેવાની હતી. માનવમેદનીનો તો કંઈ સુમાર જ નહોતો. માનવસાગર બિરલાભવન પાસે ઉમટયો હતો એટલું જ નહિ પણ ત્યાંથી જમના તટ સુધીના આખાય માર્ગ પર દરેક ઈંચ જગ્યા રોકીને હજારો નહિ પણ લાખો માનવીઓ શોકમગ્ન અદબપૂર્વક અંતિમ પ્રણામ કરવા ઊભાં રહી ગયાં હતાં. બિરલાભવનનાં પ્રવેશદ્વારો પર ભારે જાપતો હતો કેમકે બાપુને અંતિમ અંજલિ આપવા આવનારાઓ માટે પાસ કાઢવામાં આવ્યા હતા અને પાસ સાથે આવનાર, પ્રધાનો, ધારાસભ્યો, પ્રાંતિક પ્રધાનો, સરકારી અમલદારો, સ્વજનો, પરદેશી એલચીખાતાં કે પરદેશના પ્રતિનિધિઓ અને ખાસ મંજૂર કરેલા પત્રકારો અને તસવીરકારો તથા અખિલ હિંદ રેડિયોના પ્રતિનિધિઓને જ અંદર જવા દેવામાં આવતા હતા. દિલ્હીની અને આસપાસની વાડીઓનાં લક્ષાવધિ ફૂલો આજે રાષ્ટ્રપિતાના દેહ પર ચઢવા

કે વર્ષવા હરીફાઈ માંડી બેઠાં હોય તેમ સેંકડો હાર–ગજરાઓ બાપુના દેહ ઉપર ચઢ્યે જ જતા હતા. પં. નહેરુ અને સરદાર પટેલની પુષ્પાંજલિ હૃદયદ્રાવક દશ્યો બતાવી ગઈ. અનેક આંખોમાંથી આંસુની ધારા ચાલી. પચીસ જીવતાં માણસોથી ભરેલા એ ઓરડામાં અનંત મૌનમાં સૂતેલા બાપુને લીધે છવાયેલું શોકાર્ત મૌન જાણે છાતી ભીંસી નાખતું હોય એવું નક્કર હતું!

અગિયાર વાગ્યા પહેલાં તો નાગપુરથી વિમાનમાર્ગે શ્રી. રામદાસ ગાંધી પણ આવી ગયા હતા. એમના કલ્પાંતે વળી વાતાવરણને વધુ ભારે અને શોકાર્ત બનાવ્યું. ડૉ. સુશીલા નાયર બાપુના દેહવિલય સમયે પાસે નહોતાં તે પણ આવી પહોંચ્યાં હતાં અને પોતાના કમનસીબ પર ભારે વિલાપ કરી રહ્યાં હતાં. નિયત સમય થયો અને દેવદાસ ગાંધી, પ્યારેલાલજી, સુશીલા નાયર, સજુમાટી, અમૃતકૌર, તથા અન્ય અંતેવાસી બહેનોએ બાપુના દેહવાળી ખાટલી બિરલાભવનમાંથી ઉપાડી. લોકસમૂહના પ્રચંડ ધસારાથી પોલિસ કોર્ડન તો ક્યારનીય તૂટી ગઈ હતી.

બિરલાભવનના ઓટલાને ખૂણે ઊભેલા અખિલ હિંદ રેડિયોના પ્રતિનિધિ પ્રસંગનું તાદૃશ વર્ણન કરી લાખો માનવીઓના હૈયામાં ઝણઝણાટ જગાડી રહ્યા હતા. "બાપુ કે અવશેષ કો અબ બાહર લાયે જાતે હૈં. લાખો લોગ યહાં જમા હૈ. નિઃશ્વાસ તક સુના જા સકે ઇતની શોકમય શાંતિમેં ભારતકે રાષ્ટ્રપિતા આજ અપની અંતિમ શાંતિ યાત્રા કે લિયે બિરલાભવન કે દ્વાર છોડ રહે હૈં. લાખો લોગ યહાં હૈ કિંતુ ઉનમેં પ્રાણ કહાં? પ્રાણ તો યહ થા જો અભી અપની અંતિમ યાત્રા કે લિયે જા રહા હૈ. જાઓ, મહાત્મન્, જાઓ, અપની અંતિમ શાંતિયાત્રાકે પાવનકર માર્ગો પર જનહૃદયકી અંજલિયાં પાતે હુએ જાઓ! કરોડોં કી જનતા આપકો, ભારતકે રાષ્ટ્રપિતા

કો, વિશ્વ કે યુગપુરુષ કો અંતિમ વંદના કર રહી હૈ. જાઓ, મહાત્મન્ !'

હૃદયબંધ તૂટું તૂટું થતા હતા, લાખો લોકોના હૃદયમાં ડૂમો ભરાયો હતો અને સ્ત્રીવર્ગનાં ડૂસકાં તો અત્યંત કરુણ રીતે હૃદય વીંધતાં હતાં. પં. નહેરુ શોક અને વ્યગ્રતાની મૂર્તિ સમા હાથ જોડીને લોકોને માર્ગ આપવા વીનવતા હતા. લાઉડસ્પીકરવાળી મોટરે જનતાને સૂચનાઓ આપતી હતી. ભવ્ય શબવાહિની ઉપર બાપુનો દેહ ગોઠવાયો, અને લશ્કરના ત્રણે વિભાગોના પ્રતિનિધિઓએ દોરડાં ખેંચી રાષ્ટ્રપિતાને જમનાતટે પહોંચાડવાનાં પહેલાં પગલાં માંડયાં. શબવાહિની ઉપર પં. નહેરુ, સરદાર પટેલ, દેવદાસ ગાંધી, આચાર્ય કૃપાલાનિજી, મૌલાના આઝાદ વગેરે ઊભા કે બેઠા હતા. સરદાર બાપુના ઓશીકા પાસે સ્તબ્ધ-મૂર્તિ સમા માથું નીચું ઢાળીને બેઠા હતા. સહુથી આગળ ૪ બખ્તર ગાડીઓ, પછી લશ્કરી ટુકડીઓ, પોલીસ ટુકડીઓ, સેવાદળ, અને શબવાહિની એ ક્રમ હતો.

શબવાહિની પાછળ હિંદ સરકારના પ્રધાનો, ગવર્નર-જનરલ લોર્ડ માઉન્ટબેટન, પ્રાંતિક ગવર્નરો, પ્રાંતિક વડાપ્રધાનો અને પ્રધાનો, ઉચ્ચ લશ્કરી અમલદારો, પરદેશી એલચીખાતાંના પ્રતિનિધિઓ, મિત્રો, સ્વજનો, બિરલાકુટુંબ, મહારાજા જામસાહેબ અને અન્ય રાજવીઓ, મહાસમિતિના અને લોકસભાના સભ્યો તથા દિલ્હીના અને અન્ય મોટાં શહેરોના આગેવાન નાગરિકો ચાલતા હતા. એમની પાછળ જનમેદની હતી.

ગાંધીજીની સ્મશાનયાત્રામાં ભાગ લેવા માટે ૪૦૦૦ લશ્કરી સૈનિકો, ૧૦૦૦ નૌકા સૈનિકો, ૧૦૦૦ હવાઈદળના સૈનિકો અને ૧૦૦૦ પોલીસોની ટુકડીઓ તેમના ગણવેશમાં આવી હતી. ચીનના એલચીના ફરમાનથી દિલ્હીમાં વસતા તમામ ચીની પ્રજાજનો પણ ચીની

ભાષામાં 'ગાંધીજી અમર રહો' એ અર્થના ઝંડા સાથે હાજર હતા અને તેઓ શબવાહિનીની પાછળ લોકસભાના સભ્યોની પાછળ ચાલતા હતા.

બિરલાભવનથી બરોબર ૧૧॥ વાગે નીકળી રાષ્ટ્રપિતાની આ અંતિમ યાત્રા પાંચ કલાકમાં સાડાપાંચ માઈલનો પંથ કાપી સાંજે ૪ વાગે જમનાતટે રાજઘાટ પર પહોંચવાની હતી. બિરલાભવનથી આરંભી આલ્બુકર્ક રોડ, કિંગ્ઝવે, મેમોરિયલ આર્ચ પ્રિન્સીસ પાર્ક અને શાહજહાન રોડ પર થઈ દિલ્હી ગેટ અને દરિયાગંજ પાસે થઈને સ્મશાનયાત્રા રાજઘાટ પર જવાની હતી. આખોય સાડાપાંચ માઈલનો યાત્રામાર્ગ માનવીઓથી ઊભરાતો હતો. બન્ને બાજુ કીડિયારાની જેમ હજારો લોકો હારબંધ ઊભા હતા.

શંખનાદ થયો, પણ એ કોઈ વિજયનો શંખનાદ હતો ? અસાધારણ શહીદીથી ગાંધીજીએ જીવન અને મૃત્યુ બન્ને ઉપર મેળવેલા વિજયનો જાણે એ શંખનાદ ન હોય ! 'મહાત્માજીકી જય,' 'ગાંધીજી અમર હો ગયે'ના ઘોષ અને શંખઘોષ સાથે મહાત્માજીની અંતિમ યાત્રાનો આરંભ થયો. અડધા કલાકમાં સ્મશાનયાત્રા મેમોરિયલ આર્ચ પાસે આવી પહોંચી. દોઢસો ફૂટ ઊંચા યુદ્ધસ્મારક પાસેથી વાહિની પસાર થઈ ત્યારે મેમોરિયલ આર્ચની છેક ટોચે અને આસપાસનાં સેંકડો વૃક્ષો, તારના થાંભલા, ઘરોની અટારીઓ અને અગાશીઓ જ્યાં નજર પડે ત્યાં માનવ-મેદની જ દેખાતી હતી. હિંદુ, મુસ્લિમ, શીખ, ખ્રિસ્તી, બધા જ આ મેદનીમાં હતા, બધા જ શોકગ્રસ્ત હતા. અને હજારો માણસોના હાથ જોડાતાં જ આંખમાંથી અશ્રુધારા ચાલતી. વાહનોને જવાનો માર્ગ ચોખ્ખો રાખવા માટે રાયફલધારી ગુરખા ટુકડી અને સ્કાઉટો રસ્તાની ધાર પર ચાલતા હતા. લશ્કરી મોટરવાહનો એકદમ આગળ જઈ રસ્તામાં ઘુમીને રસ્તો ચોકખો રાખતાં હતાં.

અખિલ હિંદ રેડિયો તરફથી આખી સ્મશાનયાત્રાનું સળંગ વર્ણન-વિવેચન ચાલતું હતું. આલ્બુકર્ક રોડના નાકા ઉપર ઊભી રાખેલી એક રેડિયોવાનમાંથી શ્રી. મેલવીલ ડ' મેલોએ સ્મશાન-યાત્રાના આરંભનું અને તે પસાર થઈ ગયાનું વર્ણન કર્યા પછી મેમોરિયલ આર્ચ પરથી બીજા પ્રતિનિધિએ વર્ણન-વિવેચન શરૂ કર્યાં હતાં. સમગ્ર માનવસમુદાય પર શોકની ઘેરી કાલિમા પથરાયેલી જોઇને અને હિંદના લાખો માનવીઓના અંતરનો વલોપાત જોઇને અંતરિક્ષમાં પણ ગાઢ શોક છવાયો હોય તેમ ભરપૂર પ્રકાશ છતાં દિવસ અત્યંત ગમગીન અને શોકનીતરતો લાગતો હતો.

સ્મશાનયાત્રા ત્યાંથી આગળ વધી લાખો લોકોનાં વંદન ઝીલતી અને અશ્રુજળથી પવિત્ર પુષ્પોની અંજલિ પામતી લગભગ બે કલાકે દિલ્હી ગેટ પાસે આવી પહોંચી. ગુલાબની ઢગલાબંધ પાંદડીઓની વર્ષા તો આખાય માર્ગ પર ચાલુ જ હતી અને આખો રસ્તો પણ ફૂલો અને ગુલાબપાંદડીઓથી છવાઇ ગયો હતો. ત્યાં તો હિંદી વિમાનીદળનાં ત્રણ ડેકોટા વિમાનોનો ઘરઘરાટ સંભળાયો અને રાષ્ટ્રપિતાના અંતિમ અવશેષોની પ્રદક્ષિણા કરી તેમણે ગુલાબ-પાંદડીઓની વૃષ્ટિ કરી. અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ થતી હતી ત્યારે ઝરૂખાંઓમાં ઊભેલાં હજારો નરનારીઓને એ ધન્ય દૃશ્યે વિહ્વળ બનાવ્યાં. ત્રણ ત્રણ વખત એ હિંદી વિમાનોએ રાષ્ટ્રપિતાની પ્રદક્ષિણા કરતા ચકરાવા લીધા અને ત્રણેય વખત એ ત્રણે વિમાનોએ નીચા ઊતરીને સલામી આપી અંતરિક્ષમાંથી પુષ્પાંજલિ આપી. ગુલાબની લાખો ફૂલપાંદડીની એ અનુપમ મહેક! પરંતુ અખંડ ધૂપ અને ગુલાબની મહેક કરતાં અંતિમયાત્રાએ નીકળેલા સંતના જીવનની અનન્ય મહેકથી જ જનતાનાં હૈયાં ભરાઇ ગયાં હતાં, ધન્ય બન્યાં હતાં.

દિલ્હીગેટથી આગળ વધી દરિયાગંજને રસ્તે જમનાતટ તરફ

વળી જઈને સ્મશાનયાત્રા અગ્નિદાહના સ્થળ પાસે આવવા માંડી. માર્ગમાં જ ડિસ્ટ્રિક્ટ જેલ આવી. જ્યાં એકવાર પૂ. ગાંધીજીને કેદી તરીકે રાખવામાં આવ્યા હતા તે જ જેલનો બહાર દરવાજા સામેની જેલના ચોકીદારો અને વોર્ડરોએ જેલરની આગેવાની હેઠળ લશ્કરી ઢબે રાષ્ટ્રપિતાને સલામી આપી ત્યારે પં. નહેરુ માર્ગમાં વાહિનીમાંથી ઊતરી ગયાં હતા અને વાહિની પાછળ ચાલતા ઉચ્ચ દરજ્જાના લશ્કરી અફસરોની આગળ ચાલતા દેખાયા હતા. રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદ સિલોન જવા ઊપડયા હતા. તેઓ પ્રવાસ રદ કરી વિમાનમાં બપોરે દિલ્હી આવી પહોંચ્યા હતા અને અત્રે રસ્તેથી સ્મશાનયાત્રામાં જોડાયા હતા. દિલ્હીગેટ પાસે આશરે અઢીથી ત્રણ લાખ માનવીઓ આ મહાન સ્મશાનયાત્રાનાં દર્શન કરી પાવન થવા ઊભા હતા. અહીં મીરત, દહેરાદૂન, આગ્રા, તથા દિલ્હીથી ૧૦૦-૧૦૦ માઇલ દૂર સુધીનાં ફરતાં ગામડાંથી હજારો માનવીઓ મોટરબસોમાં આવ્યાં હતાં તેઓ દર્શનાર્થે ઊભાં હતાં. સરઘસમાં અહીં સહેજે ત્રણ લાખ માનવીઓ હશે.

રાજઘાટની ભૂમિ પૂ. ગાંધીજીને અગ્નિદાહ દેવા માટે પસંદ કરાઈ હતી, કેમકે એ સ્થળે એમનું કાયમી સ્મારક ઊભું કરી શકાય એવું વિશાળ એ જમનાતટનું ચોગાન હતું. જમનાતટે પસંદ કરાયેલા સ્થળે હિંદ સરકારના બાંધકામ ખાતાએ રાતોરાત કામ કરીને એક ૧૨'×૧૨' ચોરસ અને અઢી ફૂટ ઊંચી ઓટલી ચણી લીધી હતી અને તેને પુષ્કળ પંચપલ્લવ અને ફૂલોથી આચ્છાદિત રાખી હતી. પંદર મણ ચંદનકાષ્ટ, ચાર મણ ઘી, બે મણ ધૂપ, એક મણ શ્રીફળ, એક મણ સમિધ અને પંદર રતલ કપૂર એટલું રાષ્ટ્રપિતાની ચિતા માટે અને અગ્નિદાહ માટે તૈયાર હતું. ચિતાને મધ્યમાં રાખી ફરતી ૧૦૦ વારની જગ્યાએ મજબૂત કોર્ડન કરી લીધું હતું. લાખો માનવીઓ બાપુનાં અંતિમ દર્શન માટે ક્યારનાંય એકત્ર થયાં

હતાં. ૪ વાગ્યા પહેલાં લોર્ડ અને લેડી માઉન્ટબેટન, તેમની બે પુત્રીઓ અને જમાઈ લોર્ડ બ્રેબોર્ન, મદ્રાસના ગવર્નર સર આર્કીબાલ્ડ નાઇ, યુક્તપ્રાંતના ગવર્નર શ્રી. સરોજિની નાયડુ, પૂર્વ પંજાબનાં ગવર્નર સર ચંદુલાલ ત્રિવેદી, મુંબઈના વડાપ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ, ઉચ્ચ લશ્કરી સત્તાવાળાઓ, રાજકુમારી શ્રી. અમૃતકૌર, વગેરે ચિતાની નજીક આવીને એક નાના અર્ધવર્તુલમાં જમીન પર બેસી ગયાં હતાં. અખિલ હિંદ રેડિયોની મોટર લશ્કરી કોર્ડનની અંદરની ધારે ઊભી રખાઇ હતી અને અહીંથી દુનિયાંને હિંદના આ રાષ્ટ્રવિધાયક મહાત્માના અંત્યેષ્ટિ સંસ્કારનું તાદૃશ વર્ણન અપાઈ રહ્યું હતું.

અવશેષવાહિની ચિતા નજીક આવી પહોંચી ત્યારે શોકવિહ્વળ સમુદાય મર્યાદા રાખી શક્યો નહિ. સંતનાં અંતિમ દર્શનની પડાપડી એટલી બધી હતી કે અનેક પ્રયત્ન છતાં કોર્ડન તૂટી અને ધસારામાં કેટલાક માણસો સ્ત્રી–બાળકો મૂર્છાવશ થઈ ગયાં! લોર્ડ માઉન્ટબેટન અને પં. નહેરુ લોકમેદની વચ્ચે જઇને તેમને શાંત રહેવા અને દૂર રહેવા વિનવતા હતા. લેડી માઉન્ટબેટન, સરદાર પટેલ અને પં. નહેરુ બાળકોને સલામત ખસેડી લેતા હતા. ડૂસકાં ભરતી સ્ત્રીઓને રોકવી એ અશક્ય જેવું હતું અને વાતાવરણના અતિશય ઘેરા વિષાદની અસર એટલી બધી હતી કે છેક છેલ્લાં દર્શન માટે કોણ કોને રોકી શકે? બાપુનો દેહ તો પુષ્પના ઢગલાથી સંપૂર્ણ રીતે છવાઈ ગયો હતો, દેખાતું હતું માત્ર એ મહાન અણનમ અને વિજયી મસ્તક અને ભવ્ય, તેજસ્વી ચંદનચર્ચિત લલાટ! દેવદાસ ગાંધી અને બીજાઓએ મળી ગાંધીજીના દેહને વાહિની પરથી નીચે ઉતાર્યો.

આખરે એ હૃદય ભાંગી નાખતી પળ આવી પહોંચી. રાષ્ટ્ર-

પિતાના દેહ ઉપર મંત્રોચ્ચાર સાથે જમના નદીનું પવિત્ર જળસિંચન થયું અને બાપુના દેહને આશ્રમવાસીઓએ ઊંચકીને ઉત્તર દિશા તરફ મસ્તક રાખીને એમના દેહને ચિતા ઉપર સુવાડયો. વિશાળ રાષ્ટ્રધ્વજનું આચ્છાદન કરાયું અને ફરી ગંભીર અને હૃદયભેદક મંત્રોચ્ચાર શરૂ થયા. પુષ્પમાળાઓ અને સૂતરના હાર સત્તાવાર પ્રતિનિધિ મંડળો તરફથી એમના પગ પાસે પેઢલી પર મુકાતાં હતાં અને હારો, પુષ્પો, ગજરા વગેરેનો વરસાદ વરસતો હતો. નિયત સમયે પૂ. ગાંધીજીના ત્રીજા પુત્ર શ્રી રામદાસ ગાંધીએ ચંદનકાષ્ટની ચિતાની પ્રદક્ષિણા ફરીને પૂ. ગાંધીજીના દેહને અગ્નિ મૂકયો અને લાખો હૈયાંમાં ઊંડા નિઃશ્વાસ અને ડૂસકાંનો એક કરુણ આક્રંદસ્વર ઊઠયો. પંડિત રામધન શર્મા ક્રિયા કરાવતાં મંત્રોચ્ચાર કરતા હતા અને અગ્નિ મુકાતાં જ ચિતા પ્રજ્વળી હતી. દસ લાખ માનવીઓ રડતાં હતાં એવું સમ્રાટોને ય માટે અલભ્ય અને દેવોને ય દુર્લભ, અંતિમ વિદાયમાન રાષ્ટ્રવિધાયક ગાંધીજી પામી રહ્યા હતા. ચંદનકાષ્ટ અને કપૂર તથા ઘીથી સજાયેલી ચિતા ઘડીકવારમાં ભડભડાટ સળગી ઊઠી અને રામધૂનના અવિરત ઘોષ સાથે બાપુનો દેહ પંચમહાભૂતમાં મળી જતો હતો ત્યારે, આખા વાતાવરણમાં ચંદન, ધૂપ, અને કપૂરની સુગંધ અને સુખડનો શ્વેત ધુમાડો છવાઈ રહ્યો.

સરદાર પટેલ જમીન પર બેસી પડયા હતા અને ડૂસકાં ભરી રહેલી એક બાળાને ખભે હાથ મૂકી તેને આશ્વાસન આપી રહ્યા હતા. એમનું હૈયું કેવું અફાટ રુદન કરતું હશે તે કોઇ કહી શકે તેમ નહોતું. પરંતુ તેઓ જાણે વેદનાની પ્રત્યક્ષ મૂર્તિ જીવતી કંડારેલી હોય એવા દેખાતા હતા. પાંચ છ કલાક સુધી વાહિની પર આખે રસ્તે તેઓ નીચું મુખ ઢાળીને બેઠા હતા તે એ જ રીતે બેસી રહ્યા હતા, અને અહીં તેઓ પૂતળાની જેમ અવાક્ બનીને

બેસી ગયા હતા. પં. નહેરુએ તો છાતી તૂટી જાય એવું આ દૃશ્ય જોતાં જ મોકળે મને રડી દીધું. બન્ને દેશના સાચા કર્ણધારો જાણે એક રાતમાં જ દસ વર્ષ વધુ વૃદ્ધ થઈ ગયા હોય એવું લાગતું હતું. લોર્ડ માઉન્ટબેટને ખૂબ રડતા પં. જવાહરને ચિતાથી થોડે દૂર ખસેડયા હતા અને લેડી માઉન્ટબેટને તેમના વાંસામાં હાથ ફેરવી તેમને સાંત્વન આપવાનો પ્રયત્ન કર્યો હતો અને કમ્મરે હાથ વીંટાળી તેઓ એક પ્રેમાળ ભગિનીની જેમ તેમને દોરી ગયાં હતાં.

જ્વાળાઓ વધતી ગઈ અને આખીયે ચિતા રાષ્ટ્રપિતાના દેહને અગ્નિપર્યંકમાં લઇને પ્રજ્વળી રહી. માનવમેદની રુદન કરતી ગમગીન ચહેરે દૂર હઠવા લાગી અને રાષ્ટ્રપિતાનો દેહ આશરે અઢી કલાકમાં તો ‘પંચમહાભૂતમાં મળી ગયો. પશ્ચિમની ક્ષિતિજમાં ખિન્ન વદને જ્યારે ભગવાન ભાસ્કરરાજ ઊતરી પડયા ત્યારે રાજ-ઘાટની જમનાતટ પરની એ ક્ષિતિજેથી એક જ નહિ પણ બે સૂર્યો આથમ્યા !

## સંત પિતાને.....

પૂ. ગાંધીજીના દેહવિલય પછી તેમના સહુથી નાના પુત્ર શ્રી. દેવદાસ ગાંધી, તેઓ દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ' પત્રના તંત્રી છે તેમણે અખિલ હિંદ રેડિયો પરથી પોતાના હૃદયમાં ઊછળતી લાગણીઓમાં લાખો દેશબાંધવોને ભાગીદાર કર્યા અને સમદુઃખિયા સહપાંથોને ઉદ્દેશીને એમણે સુંદર વર્ણન આપ્યું. એ વાયુપ્રવચનમાં તેમણે કહ્યું:

'એક અનાથ તરીકે મારા સહપાંથો સાથે તેમના શોક અને વિચારોમાં સમભાગી થવાનો આ પ્રત્યક્ષ અને વિશિષ્ટ માર્ગ મેં લીધો છે. આપણા ઉપર ઊતરેલા અંધકારના ઓછાયાને કશો ય ભેદભાવ નથી અને હું જાણું છું કે ગયા શુક્રવારથી અંધકારના જે ઓછાયા ઊતર્યા છે તે હું એકલો જ નથી અનુભવતો.

એક પુત્ર તરીકે હું મારા પિતાને કેટલા અગાધ પ્રેમથી ચાહતો અને એક પિતા તરીકે તેઓ મારા ઉપર કેટલો પ્રેમ રાખતા તે તો માત્ર ઈશ્વર જ કહી શકે એમ છે. વીસ વર્ષની વયે બાકી રહેલા અભ્યાસ માટે હું બનારસ જતો હતો ત્યારે તેમણે મારા શિરે એક ચૂમી કરી હતી તેનું મને આજે ય સ્મરણ છે. એ અગાઉ ચૂમી કર્યાનો એકે ય પ્રસંગ મને યાદ નથી.

છેલ્લા ત્રણ મહિનાથી એ દિલ્હીમાં હતા, ત્યારે મારા ત્રણ વર્ષના દીકરાને બાપુ લાડ લડાવતા તે જોવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. હું એક પગથિયું પાછળ ગયો હતો. તાજેતરમાં એકવાર અમે જ્યારે બિરલાભવન ગયા હતા ત્યારે તેમણે મને કહ્યું હતું કે, " તારા કરતાં ગોપુની ગેરહાજરી મને વધુ સાલે છે." આજે આ નાનો બાળક એના દાદાના સ્વાગતની નકલરૂપે મોં હલાવે છે ત્યારે અમારી આંખોમાં આંસુ ભરાઈ આવે છે.

અને છતાં ગાંધીજીને ઘરની નાનામાં નાની હકીકતોમાં ઓછામાં ઓછો રસ હતો. કોઇ અધિકારની દૃષ્ટિએ ગાંધીજીને મારા પિતા તરીકે ગણવાનું મેં ક્યારનું ય છોડી દીધું હતું. મારે મન એ સંતપુરુષ હતા અને તમને સૌને લાગે છે એમ મને પણ તેમના વગર બધું શૂન્ય ભાસે છે.

એટલે આ કરુણ પ્રસંગ ઉત્તર ધ્રુવમાં રહેતા એક વિરક્ત માણસ તરીકે, લોહી કે જાતના કશા સંબંધ વગરના એક માનવી તરીકે હું નિહાળું છું.

તેમના અવસાન પછી ૩૦ મિનિટે હું જ્યારે પહોંચ્યો, ત્યારે તેમનું શરીર હૂંફાળું હતું. હંમેશ મુજબ તેમની ચામડી મૃદુ, મુલામય અને સુંદર હતી. મેં ધીરે રહીને તેમનો હાથ મારા બંને હાથમાં લીધો, ત્યારે જાણે કશું જ ન થયું હોય એમ મને લાગ્યું. પરંતુ નાડી ધબકતી નહોતી. તેમની નીચી પથારીમાં એ હંમેશ મુજબની નિદ્રા લેતા હતા. તેમનું માથું આભાના ખોળામાં હતું. સરદાર પટેલ અને પંડિત નહેરુ તેમની બાજુમાં બેઠા હતા. મંત્રોચ્ચાર કરવાનો પ્રયાસ કરતાં ઘણાનો કંઠ રોધાઇ જતો. હું મોડો પડયો હતો. મેં બાપુની સમીપ જઈ તેમની ક્ષમા પ્રાર્થી પરંતુ તે તદ્દન નિષ્ફળ હતી ! કેટલીયવાર તેમણે મારી નાનીમોટી ક્ષતિઓ

માટે ક્ષમા બક્ષી હતી. આ છેલ્લીવાર પણ મને આશા હતી કે આ વખતે પણ એ શાંત પડશે અને મારા તરફ એકાદ નજર તો નાખશે. પરંતુ તેમના હોઠ બીડાયેલા હતા. તેમની આંખો ગાઢ નિદ્રામાં હોય એમ મિંચાયેલી હતી, હંમેશના અનિયમિત દીકરાને ઠપકો આપતા નહિ, પરંતુ નિર્ણયાત્મક રીતે એમના ભાવમાં શાંત દઢતા હતી. એ જાણે કહેતા હતા, "હવે તો કોઈ મને પજવશે નહિ."

આખી રાત અમે જાગ્યા. તેમની મુખમુદ્રા એટલી સૌમ્ય હતી. તેમના અંગ આસપાસ વિંટળાયેલ દિવ્ય પ્રકાશની જ્યોત એવી મૃદુ હતી કે બાપુએ ઉપવાસનો આરંભ કરતાં જેને "મહાન મિત્ર" તરીકે ગણાવ્યું હતું તે મૃત્યુથી ડરવાનું કે તેના પર શોક કરવાનું ય અમને અધર્મ્ય લાગ્યું.

પરંતુ સૌથી દુઃખદ ક્ષણ અમારે માટે ત્યારે આવી, જ્યારે અમે જે શાલ વિંટાળી બાપુ પ્રાર્થના સભામાં ગયેલા તે તથા કપડાં ધાર્મિક વિધિ અનુસાર તેમના દેહને સ્નાન કરાવવા અમે કાઢયા હતા. અલ્પવેશમાં પણ બાપુ સદા સ્વચ્છ રહેતા. આજે તો એમાં સંપૂર્ણતા આવી હતી. બહારની શાલ પર પ્રાર્થનાસભાના સ્થાનના લૉનના ઘાસની પત્તીઓ અને રજકણો હતાં. આ રજ કે ઘાસ ખંખેરાઈ ન જાય એ રીતે અમે ધીરે રહીને તેને વિંટાળી દીધી. શાલની ગડમાંથી ગોળીનું એક ખાલી શેલ પણ મળી આવ્યું. છાતી ઉપર મૂકેલા નાના કપડાં પર વહી ગયેલા લોહીનાં મોટાં ધાબાં હતાં. પેલી પરિચિત ટૂંકી પોતડી સિવાય બધાં વસ્ત્રો ઉતરી ગયા. અને અમે 'નગ્ન ફકીર' નિહાળ્યા. અમારા હૃદયબંધ તૂટી ગયા. પેલા ઘૂંટણ, પેલા હાથ, પેલી વિશિષ્ટ મુદ્રા દર્શાવતી અંગુલિઓ, પેલા પગ,—બધું જ એમનું એમ હતું. શરીરને મસાલો ભરી સાચવી રાખવાની સૂચનાનો પ્રતિકાર કરવાનું કેટલું દુર્ગમ

હતું ? હિંદુ ભાવના એ મંજૂર ના રાખી શકે. અને અમે મંજૂર રાખ્યું હોત તો બાપુ કદી અમને ક્ષમા ન આપત.

મૃત્યુ તત્ક્ષણ થયું કે નહિ તે વિષે ઘણાએ મને વિગતવાર અહેવાલ આપવાનું કર્યું છે. ગાંધીજી તે દિવસે ૫-૧૦ વાગે પ્રાર્થના સભામાં જવા નીકળ્યા. તેમના વફાદાર સાથીઓ હંમેશ મુજબ તેમની પડખે હતા—ડાબી બાજુએ આભા અને જમણી બાજુએ મનુ. પાંચ વાગ્યા સુધી એ સરદાર સાથે વાત કરતા હતા અને હંમેશનો એક મિનિટનો આરામ લીધા વગર જ એ પ્રાર્થનાસભા તરફ જવા નીકળ્યા, તે જ વખતે એક માણસ ક્યાંકથી આવ્યો. આ માણસ ગાંધીજીના પગરજ લેવા આવ્યો છે એમ માની મનુએ તેને વારવા પ્રયાસ કર્યો. મનુના હાથ તરછોડી તેણે ત્રણવાર ગોળી છોડી. બધી જ ગોળીઓ ગાંધીજીને વાગી—છાતીના જમણે પડખે તે પડયાં. આભા પણ તેમની સાથે પડી. પરંતુ તેણે તરત જ બાપુનું શિર પોતાના ખોળામાં લઈ લીધું. સ્ત્રીપુરુષો ઉસ્કેરાટમાં માથું કૂટતાં હતાં, ત્યારે તેમણે ગાંધીજીને "હે રામ ! રામ !" એવું કહેતા સાંભળ્યા. તે સાથે જ છેલ્લો શ્વાસ ચાલ્યો ગયો. ઘરમાં લઈ ગયા તેની પાંચ મિનિટ પહેલાં આ બન્યું હશે અને અંધકારના ઓછાયા ઊતર્યા.

એ શોકઘેરા ઓરડામાં એ રાત્રે બાપુની આસપાસ અમે પ્રાર્થના કરતા બેઠા હતા, ત્યારે એક બાલસુલભ ઇચ્છા જાગી કે તેમનો દેહ આ કરપીણ જખમો ઉપર વિજય મેળવશે અને સૂર્યોદય પહેલાં તેઓ જીવત બનશે. સમય અવિશ્રાંત વેગે પસાર થતો હતો અને તેમની ચિર નિંદ્રામાં જરાય વિક્ષેપ પડયો નહોતો. ત્યારે મારું દિલ બોલી ઊઠયું: "આજે સૂર્ય જ ન ઊગે તો !" પરંતુ પુષ્પની માળાઓ આવવા લાગી. અમે અંતિમ યાત્રા માટે તેમનો દેહ શણગારવા લાગ્યા. મેં તેમની છાતી ખુલ્લી રાખવા

સૂચવ્યું. દુનિયામાં કોઈ પણ સિપાહીની છાતી બાપુની છાતી જેવી સુંદર નહિ હોય. અમે મંત્રો અને શાસ્ત્રપાઠ રટતા તેમની આસપાસ બેઠા હતા, ત્યારે આખી રાત જ માનવમેદની તેમના દર્શનાર્થે આવતી હતી. વહેલી સવારે હરિજનફાળા માટે તેમણે છેલ્લું ઉઘરાણું કરી લીધું. ફૂલની સાથે લોકોએ નોટ અને સિક્કાઓની વર્ષા વરસાવી. પરદેશખાતાના એલચીઓએ સ્ત્રીવૃંદ સમેત આખરી નમન કર્યાં. આ નમન માત્ર ઔપચારિક નહોતાં. એ બધાં ય જેમને એ સુપરિચિત હતા એવા મિત્રને છેલ્લીવાર વિદાય આપવા આવ્યા હતા.

આગલી રાતે મેં મારા જીવનનો મહામૂલો અનુભવ મેં મેળવ્યો. બાપુ સાથે ક્ષણભર હું એકલો હતો. રોજની માફક રાતના સાડા નવ વાગે હું ગયો હતો. તે પથારીમાં હતા, પરંતુ વર્ધા જવા માટેની સૂચના આશ્રમના અંતેવાસીઓને આપતા હતા. મેં પગ મૂકયો અને તેમણે પૂછ્યું: "કેમ, કંઈ સમાચાર?" હું અખબારમાં છું તેનું સ્મરણ કરાવવાનો તેમનો આ હંમેશ મુજબની યુક્તિ હતી. તેમાં મારે માટે ગર્ભિત ચેતવણી પણ હતી. મારાથી તે ભાગ્યે જ કશું છૂપું રાખતા. મેં જ્યારે જ્યારે કંઈ જાણવાની ઇચ્છા રાખી છે ત્યારે તેમણે બધું જ કહ્યું છે, એમ માનીને કે અખબારમાં હું તેનો કશો ઉપયોગ નહિ કરું. મારે કશા સમાચાર આપવાના નહોતા. એટલે મેં પૂછ્યું, "રાજ્યની નાવ કેમ ચાલે છે?" તેમણે કહ્યું, "જે નાના મતભેદો છે તેનો નિકાલ આવી જશે એની મને ખાતરી છે, પરંતુ વર્ધાથી હું આવું ત્યાં સુધી રાહ જોવી પડશે. પણ એમાં વિલંબ થવાનો નથી. સરકારમાં બધા જ દેશ ભક્તો છે અને દેશના હિત વિરુદ્ધ કશું જ કરવા કોઇ તત્પર નહિ બને. બધાએ સાથે રહેવું જોઇએ અને બધા સાથે રહેશે. કશો તાત્ત્વિક મતભેદ નથી."

આ જ મુદ્દા ઉપર વધુ ચર્ચા થઈ. અને એ સમયે પણ હું ત્યાં રહ્યો હોત તો માનવમેદની એકત્રિત થઈ જાત. મેં કહ્યું, "બાપુ, તમે હવે સૂઇ જાવ."

"ના, એની મને ખાસ ઉતાવળ નથી. તને જો ગમે તો થોડીકવાર તું રોકાઈ શકે છે." આગળ કહ્યું તેમ ચર્ચા આગળ ચલાવવાની પરવાનગી મને બીજા દિવસે ન મળી શકી.

થોડાક દિવસ અગાઉ મેં કહ્યું, "હું પ્યારેલાલને મારી સાથે જમવા લઈ જવાનો છું." ત્યારે તેમણે કહેલું કે, "અવશ્ય લઈ જા પરંતુ મને બોલાવવાનો વિચાર કોઈ દિવસ આવે છે ખરો ?" એ દિવસ તેઓ ખડખડાટ હસ્યા હતા.

ગઈકાલે મારા એક અંગત મિત્રનાં પત્ની થોડા સમય માટે મને મળવા આવ્યાં. જાહેર જીવનમાં તેમને થોડોઘણો રસ છે અને સદ્‌ભાવના તથા કારુણ્યની એ મૂર્તિ સમાન છે. તેમણે મને કહ્યુંઃ "તમે એ ખૂનીને ફાંસીએ નહિ જ લટકાવો એમ હું તમને કહેવા આવી છું. તેને માટે ફાંસી એ તો ઘણી હલકી સજા ગણાય તેને તો ભૂખે મારવો જોઇએ. અને રીબાવી રીબાવીને તેને મારવો જોઈએ." તે બહેન જેટલાં ગંભીર હતાં તે કરતાં વધુ ક્રોધિત હતાં. બીજા એક માણસે મને કહ્યુંઃ "આપણે તેના ઉપર જુલમ ગુજારી શકીએ એમ નથી, કારણ કે આપણે 'સુધરેલા ગણાઈએ છીએ. પરંતુ તેણે જે પાપી કૃત્ય કર્યું છે તે તેના હૃદય ઉપર ભાર થઈ પડે એટલા સમય સુધી આપણે તેને જીવતો રાખવો જોઈએ. એક ભાઈ કે દીકરો આ માણસને ધિક્કારે એટલો હું તેને ધિક્કારું છું." મેં તેને મૂર્ખ કહી હસી કાઢયો. ગાંધીજીના ખૂનીને બીકણ માણસોનો ટેકો અને પ્રેરણા હતાં. આપણે એટલું યાદ રાખવું ઘટે કે મૂર્ખતાની મર્યાદામાં એક મૂર્ખ મનુષ્ય કોઇપણ કૃત્ય કરી શકે એમ છે. એટલે ચોરોથી આપણે જેમ સાવધ રહીએ

છીએ તેમ આવા માણસોથી પણ આપણે સાવધ રહેવું જોઈએ. એક સમયે રાષ્ટ્રીય સેવક સંઘની ચળવળે મારી પણ પ્રશંસા મેળવી હતી. શારીરિક તાલીમ, કવાયત, સવારમાં વહેલા ઊઠવું, શિસ્તબદ્ધ જીવન—આ બધા આ ચળવળના આરંભના સમયના મુખ્ય ગુણો હતા. પરંતુ થોડા સમયમાં કેટલાક સાહસિક માણસો આ ચળવળમાં જોડાયા. કેટલાકને તેમાં અંગત સ્વાર્થ સાધવાની તક મળી. અને ધીમે ધીમે એ ચળવળની અધોગતિ શરૂ થઇ. એના કેટલાક નેતાઓએ આરંભમાં છૂપી રીતે અને પછી તો જાહેર રીતે આઘાત પહોંચાડે તેવી પ્રવૃત્તિ આદરી અને આખરે એમણે ભયંકર વિચારોને પોતાના મનમાં સંચિત કરવા માંડયા.

પરંતુ આપણે આપણો દૃષ્ટિકોણ ન ચૂકીએ. ગાંધીજીના પ્રાણની રક્ષા અર્થે પોતાનાં જીવન અર્પ્યાં હોત એવા માણસો પણ હિંદુ મહાસભા અને આર. એસ. એસ.માં છે. આ ગુનામાં તો થોડા માણસો જ સંડોવાયેલા છે. થોડા મહારાષ્ટ્રીઓ તેમાં સંડોવાયા હોવાથી આપણે બધા મહારાષ્ટ્રીઓને તિરસ્કારપાત્ર ન બનાવવા જોઇએ. એ ટોળી વિષે આજે હું કંઇપણ કહેવાની હિંમત ધરાવતો નથી. આ લોકોની પાછળ જે બળ કામ કરી રહ્યું છે તે છેતરપિંડી, અસંતોષ અને સૌથી વધુ શક્તિશાળી એની ઈર્ષ્યાવૃત્તિનું સંમિશ્રણ છે.

મેં સાંભળ્યું છે કે કેટલાકે આ પ્રસંગ મીઠાઈ ખાઈ ઊજવ્યો છે. આ લોકોને પરિણામની કશી જ પડી નથી. આ લોકોની પાછળ દોરીસંચાર કરી રહેલાં કેટલાંક તોફાની અખબારોએ માર્ગમાં કદી સંકટ વેઠયાં નથી. આ તોફાની માણસો જેઓ છતા છે યા તો ભૂગર્ભમાં છે તેમને કેવી રીતે સીધા કરવા એ સરકાર બરાબર જાણે

છે. આ લોકોની સંખ્યા એટલી જૂજ છે કે આમજનતાને તેમના માટે કંઇપણ પગલાં ભરવાની જરૂર નથી. આ લોકોને આપણે સરકારની જવાબદારી ઉપર છોડવા જોઇએ. તેમના ઉપર કોઈપણ રીતે વેર લેવાનો કે બદલો લેવાનો પ્રશ્ન અસ્થાને છે. લોહીની નદીઓ વહેવડાવવાથી આપણને બાપુ પાછા મળશે? અલબત્ત, નહિ.

ભૂતકાળ ઉપર દૃષ્ટિપાત કરતાં આપણામાંથી કેટલાકને લાગશે કે આપણે તેમનું રક્ષણ કરી શકયા નથી. ૭૮ વર્ષના આ દીર્ઘ આયુષ્યમાં બાપુને પ્રભુ સિવાય કોનું રક્ષણ હતું? અને તેઓ સદાય જોખમને હાથમાં લઇને નહોતા ફરતા? આપણી આ શોક અને અધૈર્યની પળે સરકારને માથે તેની ફરજમાંથી ચલિત થયાનો આરોપ ન મૂકવો જોઇએ. કારણ કે તેઓ પણ આ આફતમાં આપણી માફક જ હૈયાફાટ રડે છે.

આપણું ભાવિ અંધકારમય છે એ કથન સાથે હું સંમત નથી થતો. એક પયગંબર સિવાય બીજું કોણ ભવિષ્ય વિષે વિશ્વાસ-પૂર્વક કહી શકે એમ છે? અલબત્ત, વર્તમાન અંધકારમય છે. પરંતુ બાપુ જે આદર્શો માટે જીવ્યા અને મૃત્યુને ભેટયા, એ આદર્શોને આપણે કાર્યમાં મૂકી શકીએ તો આપણું ભાવિ ઉજ્જવળ જ છે. આટલા માટે હું ગ્લાનિમુક્ત નથી. બાપુ હંમેશ આપણી સાથે જ રહે એમ આપણે ઇચ્છીએ તો બાપુને આપણને સ્વાર્થી કહેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય. હવે આપણે આપણા પોતાના પગ ઉપર ઊભા રહેવાનું છે અને આપણી સાહસિકવૃત્તિ ઉપર આધાર રાખવાનો છે. ઇશ્વરેચ્છા ઉપર નિષ્ફળ દિલગીરીમાં હું મારો સમય કે ભાવના નહિ ગુમાવું. બાપુ પોતે મુક્તાનંદની સ્થિતિમાં છે. આપણને તેઓ હવે સ્થૂળદેહે મળી શકે એમ નથી. પરંતુ તેમનો આત્મા

આપણને માર્ગદર્શન આપશે અને સહાય કરશે. છેલ્લા ચાર મહિનામાં રોજ તેમણે જે પ્રવચનો કર્યાં છે તેમાંથી આપણને તેમના ઉપદેશો, ચોક્કસ સ્વરૂપમાં મળી શકે એમ છે. તેમને જે કહેવાનું હતું તે બધું તેમાં આવી જાય છે. આપણે ધારીએ તો અંદર અંદર લડી શકીએ એમ છીએ અને મરી શકીએ એમ પણ છીએ. પણ થોડા જ પ્રયાસથી આપણે આજુબાજુ એકત્રિત થયેલાં કાળાં વાંદળાંને વિખેરી શકીએ એમ છીએ અને ઉજ્જવળ પ્રભાતનો પ્રકાશ પામી શકીએ એમ છીએ.

## જીવંત સત્યનો પ્રકાશ

રાષ્ટ્રપિતા ગાંધીજીના દેહવિલયના વજ્રઘાત પોતાની કોમળ છાતી પર ઝીલ્યા પછી વડાપ્રધાન અને હિંદના હૈયાહાર પંડિત જવાહરલાલ નહેરુએ તે જ રાતે રેડિયો પરથી એક વાયુપ્રવચન કર્યું અને પછી દિલ્હીની શોક સભામાં હૃદય ઠાલવ્યું. હિન્દી પાર્લામેન્ટની બેઠકમાં પણ એમણે રાષ્ટ્રપિતાને ભવ્ય અંજલિ આપી. આ બધાં પ્રવચનોનાં મહત્ત્વના ભાગો એક અનન્ય ભક્ત, રાજકીય વારસ અને રાષ્ટ્રીય નેતાની ભવ્ય અંજલિ-રૂપ હતા. તેમણે કહ્યું: 'મિત્રો, આપણા જીવનમાંથી પ્રકાશ ચાલી ગયો છે અને સર્વત્ર અંધકાર વ્યાપી ગયો છે. મારે તમને શું કહેવું અને કેવી રીતે કહેવું તે મને સમજાતું નથી. આપણા પ્રિય નેતા, જેને આપણે 'બાપુ' કહી સંબોધતા, એ આપણા રાષ્ટ્રપિતા સ્મૃતિશેષ થઈ ગયા છે. પણ આમ કહેવામાં ય હું ખોટો છું. તેમ છતાં એટલું તો ખરું કે અત્યાર સુધી આપણે તેમને જે રીતે જોતા હતા તે રીતે હવે તેમને નહિ જોઈ શકીએ. સલાહ લેવા માટે અને આશ્વાસન પામવા માટે અમે વારંવાર તેમની પાસે દોડી જતા તે હવે એમ કરી શકીશું નહિ. મારી એકલાની ઉપર નહિ, પણ આ દેશના સેંકડો માણસો પર આ એક ભયંકર ફટકો છે. હું કે બીજું કોઈ તમને જે સલાહ આપે તેનાથી એ ફટકો હળવો બનશે એ કલ્પના કરવી જ મુશ્કેલ છે.

મેં કહ્યું કે પ્રકાશ બુઝાઈ ગયો છે, પણ હું ખોટો હતો, કારણ કે આ દેશમાં જે પ્રકાશ ચમકતો હતો તે કોઈ સાધારણ પ્રકાશ તો નહોતો જ. જે પ્રકાશે આટલાં વર્ષો સુધી આ દેશને પ્રકાશિત રાખ્યો હતો તે બીજાં ઘણાં વર્ષો સુધી આ દેશને પ્રકાશિત રાખશે અને એક હજાર વર્ષ પછી પણ એ પ્રકાશને આ દેશમાં જોઈ શકાશે. દુનિયા પણ જોશે કે એ પ્રકાશ અસંખ્ય હૃદયોને આશ્વાસન આપી રહ્યો છે, કારણ કે એ પ્રકાશમાં તાત્કાલિક વર્તમાન કરતાં કંઈક વિશિષ્ટ હતું. એમાં જીવંત સત્યનું પ્રતિનિધિત્વ હતું, એ અનાદિ સત્ય હતું જે આપણા આ પ્રાચીન દેશને આઝાદી તરફ લઈ જતા સાચા માર્ગની યાદ આપતું અને ભૂલમાંથી આપણને દૂર ખેંચી જતું.

તેમને હજુ ઘણું કરવાનું બાકી હતું ત્યાં આ બધું બન્યું છે. આપણે કદી પણ એવો વિચાર કરી શકીએ એમ નથી, કે તેમની આપણને હવે જરૂર નહોતી કે તેમણે પોતાનું જીવનકાર્ય પૂરું કર્યું હતું. પણ ખાસ કરીને આજે જ્યારે આપણે આટલી બધી મુશ્કેલીઓનો સામનો કરવાનો છે, ત્યારે તેઓ આપણી વચ્ચે નહિ હોય એ એક ભયંકર ફટકો છે અને તે સહન કરવું પણ ઘણું કઠિન છે.

એક પાગલ માણસે તેમના જીવનનો અંત આણ્યો છે. એ માણસે જે કૃત્ય કર્યું છે તે માટે હું તેને પાગલ સિવાય બીજું શું કહી શકું એમ છું? આપણા દેશમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી અને મહિનાઓથી પૂરતું વિષ ફેલાયું છે, અને આ વિષે લોકોના મન ઉપર પુષ્કળ અસર કરી છે. આપણે આ વિષનો મુકાબલો કરવો જોઈએ. તેનો જડમૂળથી વિચ્છેદ કરવો જોઈએ અને આપણને વીંટળાઈ વળેલી તમામ વિટંબણાંઓનો સામનો કરવો જોઈએ. આ સામનો ઘેલછાભરી રીતે કે ખરાબ રીતે નહિ, પણ આપણા લાડીલા

નેતાએ જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે આપણે સામનો કરવો જોઈએ. આપણે પ્રથમ વાત તો એ યાદ રાખવી જોઇએ કે આપણે ગુસ્સે થયા છીએ માટે આપણામાંથી કોઇએ ખોટી રીતે વર્તવું ન જોઇએ. આપણે દૃઢ અને કૃતનિશ્ચયી માણસોની માફક વર્તવું જોઇએ. આપણને વિંટળાઈ વળેલી મુશ્કેલીઓનો સામનો કરવા, આપણા મહાન નેતાના આદેશને આગળ ધપાવવા આપણે કૃતનિશ્ચયી થવું જોઇએ. અને આપણે એ સ્મરણમાં રાખવું જોઇએ કે, હું માનું છું તેમ તેમનો આત્મા આપણા તરફ દૃષ્ટિપાત નાખે અને આપણને જુએ તો સંકુચિત વર્તન કે હિંસાના કૃત્યમાં આપણને સપડાયેલા જોઈ તેને દુઃખ ન થવું જોઇએ. તેમને આના જેવું દુઃખ બીજા કશાથી નહિ થાય.

આથી આપણે તેમ ન કરવું જોઇએ. પણ તેનો અર્થ એમ નથી થતો, કે આપણે દુર્બળ બનવું જોઇએ. પરંતુ તેનો અર્થ તો એ છે કે આપણી સામે પડેલી તમામ મુશ્કેલીઓનો આપણે તાકાત અને એકતાથી સામનો કરવો જોઇએ.

આ એક મહાન કરુણ પ્રસંગ એ આપણે માટે જીવનની સર્વ હકીકતો સ્મરણમાં રાખવાના અને જે નાની બાબતોનો આપણે ખૂબ વિચાર કર્યો છે તે વીસરી જવાના પ્રતીકરૂપ છે. આ મૃત્યુમાં તેમણે આપણને જીવનની મહાન વસ્તુઓની યાદ આપી છે, જીવંત સત્યની યાદ આપી છે અને આપણે એ યાદ રાખીશું તો તેમાં હિંદનું કલ્યાણ છે.

એક પાગલ માનવીના કૃત્યે માત્ર હિંદમાં જ નહિ, પરંતુ સમગ્ર જગતમાં ભારે ખળભળાટ મચાવી દીધો છે. આજનો મહત્ત્વનો પ્રશ્ન એ ઊંધે માર્ગે દોરવાયેલા યુવાન કે તેના સાથીદારો પર વેર લેવાનો નથી, પરંતુ હિંદી રાષ્ટ્રના આત્મા ઉપર આનો ભયંકર ઘા

કરી શકે એવા એક માનવીને હિંદે શા માટે અને કેવી રીતે જન્મ આપ્યો એ પ્રશ્નનો ઉત્તર ખોળી કાઢવાનો અને તે ઉપર શાંતિથી વિચાર કરવાનો છે.

એ માનવી અને તેના કૃત્યને એક ભિન્ન બનાવ તરીકે નહિ ગણી શકાય. એ તો છેલ્લા થોડાક માસ દરમિયાન દેશમાં મુક્ત વિહાર પામેલા જુદાંજુદાં આસુરી બળોનું જ પરિણામ છે. અમુક સંસ્થાઓ છૂટથી કોમવાદનો ઉપદેશ કરે છે અને પરકોમ સામે ધિક્કારની લાગણી ઉશ્કેરે છે. આ ઝેરને ફેલાવવા દેવા અને દેશમાં ભયંકર વાતાવરણને પ્રસરવા દેવા માટે તમે અને હું બીજા કોઈ જેટલા જ નિંદાને પાત્ર છીએ.

જેણે ગાંધીજીનું ખૂન કર્યું છે અને જેમણે તેમને મદદ કરી છે તેને સરકાર ચોક્કસ સજા કરશે જ, પરંતુ પ્રજાની લાગણીઓને ઉશ્કેરવા માટે જે લોકો જવાબદાર છે તેમની સામે કયું પગલું ભરી શકાય? હિંદુ રાજ્યની સ્થાપના માટે માગણી કરી રહેલા લોકોએ સર્વશ્રેષ્ઠ હિંદુની હત્યા કરી છે. પરંતુ કોઈએ તેના ઉપર વેર લેવું જોઈએ નહિ, કારણ કે વેર તો ગાંધીજીના ઉપદેશની સ્પષ્ટ અવગણના જ છે.'

હિંદી પાર્લામેન્ટમાં બોલતાં તેમણે કહ્યું હતું કે:

"જે ઘડીએ આ દેવી પુરુષે આ ધરતી ઉપર પગ માંડયા તે ઘડીની આજની પેઢી અને હજારો વર્ષો પછી આપણા પછી આવનાર પેઢી કલ્પના કરશે. એ પવિત્રભૂમિ પર વસનારા આપણી પણ તેઓ કલ્પના કરશે. આપણે એ મહામાનવને યોગ્ય બનીએ.

આ પ્રસંગે મારે કંઇ કહેવું ઉચિત છે કે નહિ તેની મને સૂઝ પડતી નથી. એક વ્યક્તિ તરીકે અને હિંદ સરકારના વડાપ્રધાન તરીકે મને અત્યંત શરમ ઊપજે છે, કે આપણે આપણી મહાન

આપણનું રક્ષણ કરવામાં નિષ્ફળ નીવડયા છીએ. છેલ્લા કેટલાક માસથી આપણે ઘણાં નિર્દોષ સ્ત્રીપુરુષો અને બાળકોને રક્ષણ આપવામાં નિષ્ફળ નીવડયા છીએ. આ પણ આપણી એક મહાન નિષ્ફળતા છે. સરકારને માથે બીજો ઘણો બોજો હોવા છતાં આ એક નિષ્ફળતા જ છે. જેને આપણે ચાહતા હતા અને સન્માનતા હતા, તે મહાન પુરુષ આપણા દોષને લીધે ગુમાવ્યો છે. એક હિંદી તરીકે મને એ હકીકતની શરમ આવે છે કે એક હિંદીએ જ તેમના સામે હાથ ઉપાડયો છે. એક હિંદુએ આ યુગના એક મહાન હિંદીનું અને સર્વશ્રેષ્ઠ હિંદુનું ખૂન કર્યું છે; તેથી એક હિંદુ તરીકે પણ હું શરમાઉં છું.

તેમની પ્રશંસા માટે એક સામાન્ય માનવીને માટે વપરાય તેવા શબ્દો પણ શા વાપરવા? કારણ કે તે આપણા જેવો સામાન્ય માનવી નહોતો. આ સભાગૃહમાં તેમની પ્રશંસા કરવાની આવશ્યકતા નથી, કારણ કે ઇતિહાસના પાને નોંધાયેલી કોઇ પણ જીવંત વ્યક્તિ કરતાં તેઓ તેમના જીવન દરમિયાન જ ખૂબ પ્રેમ સંપાદન કરી શકયા હતા. તેમનાં બાળકો થઇને આપણે તેમની પ્રશંસા કેવી રીતે કરી શકીએ? આપણે તેમના દૈહિક બાળકો કરતાં વધુ નિકટના બાળકો છીએ, કારણ કે ઓછાવત્તા અંશે આપણે સૌ તેમની જ ભાવનાનાં સંતાનો છીએ.

તેમની યશોગાથા પૂરી થઇ છે અને આપણને હૂંફ આપતો તેમ જ આપણાં જીવન અજવાળતો સૂર્ય આથમી ગયો છે, અને આપણે અંધકાર તથા ઠંડીમાં ધ્રૂજીએ છીએ. પરંતુ આ બધાં વરસો દરમ્યાન આપણે જોયેલી યશોગાથાએ, દેવીશક્તિ ધરાવતા એ પુરુષે આપણને પણ પલટી નાખ્યા છે—અને આપણે જે કંઇ છીએ તે આ વરસો દરમ્યાન તેમણે આપણને ઘડયા તેનું ફળ છે.

અને એ દૈવીશક્તિમાંથી આપણામાંના ઘણાઓએ પણ યત્કિંચિત હિસ્સો લીધો. એ વસ્તુએ આપણને બળ આપ્યું અને તેમણે દોરી આપેલી રીતે કંઈક અંશે આપણને કાર્ય કરતા કર્યા. અને તેથી કરીને આપણે તેમનાં યશોગાન ગાઇએ તો આપણા શબ્દો કંઇક હીણા લાગે છે અને આપણે તેમનાં ગુણગાન ગાઇએ તો કંઇક અંશે આપણે આપણાં પોતાનાં ગુણગાન પણ કરીએ છીએ. કાંસા અને આરસનાં પૂતળાં ઊભાં કરીને મહાન અને અગ્રગણ્ય વ્યક્તિઓનાં સ્મારક કરવામાં આવે છે. પરંતુ દૈવીશક્તિધારી આ માનવીએ તો જીવનકાળ દરમ્યાન કરોડો માનવીઓના હૃદય સાથે પોતાની જાતને એવી ઓતપ્રોત કરી દીધી છે કે ભલેને અલ્પાંશે, પણ આપણે સૌ તેમના અંશના ભાગીદાર બન્યા છીએ. હિંદભરમાં તે ફેલાઇ ગયા હતા અને તે મહેલાતો, વિશિષ્ટ સ્થાનો કે સભાઓમાં નહીં પણ ગામે ગામ અને દીનદુઃખિયાંઓને ઝૂંપડે ઝૂંપડે કરોડોના હૃદયમંદિરોમાં તે જીવે છે અને અનંત કાળ સુધી જીવતા રહેશે.

આમ હોઇને, આ પ્રસંગે આપણે વિનમ્ર બનીએ તે સિવાય આપણે તેમનો શો યશ ગાઇએ ? એમનાં ગુણગાન ગાવાને, જેમને આપણે પૂરેપૂરી રીતે અનુસરી ન શક્યા, તેમના યશ ગાવાને આપણે લાયક નથી. જ્યારે તેઓ આપણી પાસેથી કાર્ય, પરિશ્રમ અને બલિદાનની અપેક્ષા રાખતા હોય, ત્યારે તેમને વિષે થોડાક શબ્દો બોલીને સંતોષ માનવો એ તેમને અન્યાય કરવા બરાબર છે. પાછલાં ત્રીસ કે વધારે વરસો દરમ્યાન તેમણે આ દેશને બલિદાનની ઉચ્ચ ભૂમિકાએ પહોંચવાને પ્રેર્યો છે અને ખાસ કરીને એ બાબતમાં ક્યાંયે એનો જોટો જડે એમ નથી. એમાં એ સફળ થયા. પરંતુ આખરે એવી એવી ઘટનાઓ બનવા પામી જેથી તેમને પારાવાર દુઃખ થયું. જોકે એમ છતાંયે તેમના સૌમ્ય મુખ પરથી સ્મિતનો કદી પણ લોપ ન થયો અને કદી પણ તેમણે કોઇને યે કઠોર શબ્દ

નથી કર્યો. આમ છતાં તે દુઃખી થયા હશે—જે પેઢીને તેમણે કેળવી હતી તેની ત્રુટિઓ માટે તે દુઃખી થયા હશે, આપણે માટે તેમણે જે માર્ગ દોરી આપ્યો હતો તેને આપણે તજી દીધો એથી કરીને તે દુઃખી થયા હશે; અને છેવટે તેમના જ એક સંતાનના હાથે—કેમ કે બીજા કોઈપણ હિંદીની પેઠે તે પણ એમનું જ ફરજંદ હતો—તેમના એક ફરજંદના હાથે જ તેમનો વધ કર્યો.

જે જમાનામાં આપણે જીવી રહ્યા છીએ તેનું લાંબા યુગો પછી ઇતિહાસ મૂલ્યાંકન કરશે. તે એની સફળતા અને નિષ્ફળતાનું માપ કાઢશે—આપણે એની એટલા બધા સમીપ છીએ કે એનું માપ કાઢવાને માટે આપણી યોગ્યતા નથી અને જે કંઇ બન્યું અથવા ન બન્યું તે આપણે સમજી શકીએ એમ નથી. આપણે માત્ર એટલું જાણીએ છીએ કે આ ક્ષણે તો અંધકાર છવાઈ ગયો છે. પણ અવશ્ય એ એટલો ભારે અંધકાર નથી કેમકે આપણે આપણા અંતરમાં ડોકિયું કરીએ છીએ ત્યારે ત્યાં આગળ તેમણે જે જીવંત જ્યોત પ્રગટાવી હતી તે હજી આપણને જોવા મળે છે અને એ બધી જીવંત જ્યોત જો મોજૂદ હોય તો આ મુલકમાં અંધકાર નહી રહે અને તેમનું સ્તવન કરતા કરતા તેમણે ચીંધેલા માર્ગને અનુસરીને પ્રયાસ કરતા કરતા આપણે ફરીથી આ મુલકને અજવાળી શકીશું. એમ તો આપણે નાના માનવીઓ છીએ પરંતુ તેમણે આપણામાં પ્રગટાવેલી જ્યોતથી આપણે એ સાધી શકીશું. તે ભૂતકાળના હિંદના કદાચ સૌથી મહાન પ્રતીક સમા હતા અને કહું કે આપણા મનોરથોના ભાવિ હિંદના પણ! આપણે એ ભૂતકાળ અને ભવિષ્યકાળ વચ્ચેની વર્તમાનકાળની જોખમકારક અસિધારા પર ઊભા છીએ અને આપણી સામે જાતજાતનાં જોખમો ખડાં થયેલાં છે. અને સૌથી મોટું જોખમ તો કોઈકવાર જ્યારે આદર્શોને આપણે ડૂબતા જોઈએ, જેની આપણે વાત કરતા હતા તે મહાન

પરંતુ કેવળ પોકળ શબ્દો જ બની રહે અને જીવન જુદું જ વલણ પકડે ત્યારે આપણી શ્રદ્ધા ખૂટી જાય, નિષ્ફળતાની લાગણી આપણને ઘેરી વળે અને આપણું દિલ તથા ધગશ બેસી જાય, એ હોય છે.

આ પ્રભુનો પયગંબર જીવતાં તો મહાન હતો જ પણ મૃત્યુમાં તો તે એથીએ વધુ મહાન બન્યા છે. પોતાના જીવન દરમ્યાન જે ધ્યેયની તેમણે સતત સેવા કરી એની એમણે પોતાની આહુતિ આપીને-મરીને પણ એટલી જ સેવા કરી છે એ વિષે મારા મનમાં જરાય શંકા નથી.

આપણે તેને માટે શોક કરીએ છીએ, સદાયે આપણે તેમને માટે શોક કરતા રહીશું, કેમકે આપણે સામાન્ય માનવીઓ છીએ અને આપણા મહામૂલા ગુરુને આપણે ભૂલી શકીએ એમ નથી. પરંતુ આપણે તેમને માટે શોક કરીએ એ તેમને ન ગમે એ હું જાણું છું. તેમનાં નિકટમાં નિકટનાં અને પ્રિયમાં પ્રિય જનો ચાલ્યાં ગયાં ત્યારે તેમની આંખો ભીની થઈ નથી. જે મહાન ધ્યેયને પોતે વર્યા હતા તેને અર્થે પરિશ્રમ કરવાનો, તેની સેવા કરવાનો તેમનો નિર્ધાર કેવળ વધારે દૃઢ થયો છે. એથી કરીને આપણે કેવળ તેમનો શોક કર્યા કરીએ તો તે આપણને ઠપકો આપશે. તેમને અંજલિ આપવાનો એ કંગાળ રીત છે. જે મહાન કાર્ય તેમણે ઉપાડયું હતું અને ઘણે અંશે પાર પાડયું તેને આપણું જીવનસમર્પણ કરવાનો આપણે દૃઢ નિર્ધાર કરીએ. ફરીથી પ્રતિજ્ઞા કરીએ અને એ રીતે આચરણ કરીએ એ તેમને અંજલિ આપવાની એકમાત્ર રીત છે. એટલે આપણે કામ કરવાનું છે, પરિશ્રમ કરવાનો છે, બલિદાન આપવાનું છે અને એ રીતે કંઈ નહિ તો થોડેઘણે અંશે તેમના લાયક અનુયાયી બનવાનું છે.

આ બનાવ, આ કરુણ ઘટના મી. માવલંકરે કહ્યું તેમ એક પાગલ માણસનું કેવળ છૂટુંછવાયું કૃત્ય નથી. ઘણા મહિનાઓ અને વરસોથી અને ખાસ કરીને છેલ્લા થોડાક માસથી દેશમાં જે દ્વેષ અને હિંસાનું વાતાવરણ પ્રવર્તતું હતું તેનુ એ પરિણામ છે. એ વાતાવરણ આપણને ચોપાસ ઘેરી વળ્યું છે અને ગાંધીજીએ જે ધ્યેય આપણી સમક્ષ મૂકયું છે એની સેવા કરવા જો આપણે ચાહતા હોઇએ તો એ વાતાવરણનો આપણે સામનો કરવો ઘટે, કટિબદ્ધ થઇને એની સામે ઝુઝવું ઘટે તથા દ્વેષ અને હિંસાના પાપને જડમૂળથી ઉખેડી નાખવું ઘટે.

આ સરકારને લાગેવળગે છે ત્યાં સુધી એની સામે કામ લેવામાં કોઇ પણ પ્રયાસ કરવા એ ચૂકશે નહીં" એવો મને વિશ્વાસ છે કેમ કે, અમે એમ ન કરીએ, અમારી દુર્બળતાને કારણે અથવા અમને પૂરતું લાગે એવા બીજા કોઈ કારણસર આ હિંસા અટકાવવાને માટે, મોઢે બોલીને, લખીને અથવા કાર્ય દ્વારા દ્વેષ ફેલાવતો અટકાવવાને માટે અમે અસરકારક પગલાં ન ભરીએ તો સાચે જ આ સરકારમાં ચાલુ રહેવાને અમે લાયક નથી; એટલું જ નહીં, એમના અનુયાયી હોવાનો દાવો કરવાને લાયક નથી અને આપણી પાસેથી ચાલ્યા ગયેલા મહાન આત્માનાં યશોગાન ગાવાને પણ લાયક નથી. એથી કરીને આ પ્રસંગે, અથવા આપણી પાસેથી ચાલ્યા ગયેલા આ મહાન ગુરુનું આપણે જ્યારે પણ સ્મરણ કરીએ તે વખતે આપણે હંમેશાં કામ, પરિશ્રમ અને બલિદાનની દષ્ટિથી, જ્યાં પણ અનિષ્ટ યા પાપ નજરે પડે તેની સામે ઝુઝવાની દષ્ટિથી, તેમણે આપણી સમક્ષ રજૂ કરેલા સત્યને વળગી રહેવાની દષ્ટિથી આપણે તેમનો વિચાર કરીએ અને આપણે જો એમ કરીશું તો ચાહે એટલા અપાત્ર હોઇશું તોયે કંઇ

નહીં તો આપણે આપણી ફરજ બજાવી હશે અને તેમના આત્માને યોગ્ય અંજલિ આપી હશે.

એ તો ગયા અને હિંદભરમાં સર્વત્ર સહુ અનાથ બની ગયાની લાગણી પ્રવર્તે છે, આપણે સૌ એ લાગણી અનુભવી રહ્યા છીએ અને એમાંથી આપણે ક્યારે મુક્ત થઈ શકીશું એની મને ખબર પડતી નથી. આમ છતાં એ લાગણીની સાથે સાથે આ પેઢીના એવાં આપણને આ મહાન વિભૂતિ સાથે સમાગમમાં આવવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું છે એ માટે આભારવશતાની લાગણી પણ રહેલી છે. એ ખુદાનો બંદો આ ધરતી પર ફરતો હતો તે સમયની પેઢીના આપણે વિષે ભાવિ યુગોમાં સદીઓ પછી, કદાચ સહસ્રાબ્દીઓ પછી લોકો વિચાર કરશે અને ગમે એટલા નાના માનવીઓ હોઈએ તોયે આપણે તેમના માર્ગને અનુસરી શક્યા અને જેના પર તેમનાં પગલાં પડયાં તે પવિત્ર ભૂમિ પર આપણે ચાલ્યા એ વિષે પણ ભાવિના લોકો વિચાર કરશે. આપણે એ ગુરુને લાયક બનીએ. આપણે સદાયે એમને લાયક બનીએ."

# અમર માર્ગદર્શક

વિધિનિર્મિત શુક્રવારે જ રાષ્ટ્રપિતાનો દેહ હજી બિરલાભવનમાં હતો ત્યાં જ રાતે ૮૫ વાગે સરદાર વલ્લભભાઈ પટેલે વાયુ પ્રવચન કર્યું અને રવિવારે દિલ્હીની શોકસભામાં ભાષણ કરતાં પૂ. ગાંધીજીને સાચા હૃદયની અંજલિ આપી. સરદાર બોલનારા નથી પણ કામ કરનારા છે તેથી ઓછા શબ્દોમાં પણ તેમણે હૃદયની અંજલિ આપતાં કહ્યું "કે, મારું હૃદય શોક અને વ્યથાથી ભરાઈ ગયું છે. જે કંઈ બન્યું તે એક દુઃખ અને શરમની હકીકત છે.

આજે બપોરે ચાર વાગે હું મહાત્માજીને મળવા ગયો હતો અને એક કલાક સુધી તેમની સાથે હતો. પાંચ વાગે તેમણે ઘડિયાળ કાઢી અને મને કહ્યું કે પ્રાર્થનાનો સમય થઈ ગયો છે. ઘેર આવવા માટે મેં બિરલાભવન છોડયું. હું મારે ઘેર પાછો ફર્યો ત્યાં જ મને આ ભયાનક સમાચાર આપવામાં આવ્યા.

હું તરત જ બિરલાભવન પાછો ફર્યો અને એ કરુણ બનાવ પછી મેં તેમને જોયા. તેમની મુખાકૃતિ ઉપર હજુ પણ એ શાંત અને સૌમ્ય ભાવો સ્પષ્ટ હતા. તેમના મુખ ઉપર દયા અને ક્ષમાવૃત્તિ વિલસી રહ્યાં હતાં.

દેશમાં જે કંઈ ચાલી રહ્યું હતું તેથી ગાંધીજીને ઘણું દુઃખ થતું. તાજેતરમાં તેમણે જે ઉપવાસ આદરેલા તે આના પરિણામ રૂપે હતા. ઉપવાસના સમયે જ તેમના જીવનનો અંત આવ્યો હોત તો કેવું સારું થાત! પરંતુ તેમને કામ પુરું કરવાનું બાકી હતું; અને તેઓ બચી ગયા. બીજે દિવસે ઊંધે માર્ગે દોરવાયેલા એક યુવાને તેમના ઉપર બૉમ્બ ફેંક્યો અને તેમાંથી પણ તે બચી ગયા. પરંતુ આજે તેમનું જીવન આપણા માટે બચી શકયું નહિ.

આજનો પ્રસંગ ક્રોધનો નહિ, પણ શોકનો છે. ગાંધીજીએ આપણને જે મહાન પાઠો શીખવ્યા છે તે આપણને ક્રોધ જરૂર ભુલાવી દેશે. આપણે જીવન દરમ્યાન તેમની સલાહને અનુસર્યા નહિ, પણ મૃત્યુ પછી પણ આપણે તેમની સલાહને અનુસર્યા નહિ એમ ન કહેવાવું જોઇએ. આપણી કીર્તિ ઉપર એ મહાન કલંકરૂપ બનશે.

તમારા મનમાં ગમે તે લાગણીઓ હોય, પણ તમારે એ ન ભૂલવું જોઇએ કે આજે તમારી કસોટી છે, તમારે કશા પણ મતભેદ વગર દઢ અને એક બની ખડા રહેવું જોઈએ. ભૂતકાલના હિંદને જે ભાર વહેવાનો હતો એ વિરાટ હતો. અને એ મહાન વિભૂતિનો આપણને ટેકો ન હોત તો આપણી પીઠ ભાંગી ગઈ હોત. પરંતુ ગાંધીજી સદાય આપણી સાથે જ રહેશે, કારણ કે તેમના ઉપદેશ અને ઉચ્ચ વિચારો સદાય આપણી સાથે જ હશે. જેમનો દેહ ભસ્મીભૂત થશે, પરંતુ તેમનો આત્મા સદાય આપણી સાથે જ રહેશે, કારણ કે તે અમર છે.

મને આશા છે કે તેમના જીવન દરમિયાન જે સિદ્ધ ન થઈ શકયું તે હવે પરિપૂર્ણ થશે. આ ઘોર હત્યાથી હિંદના યુવાનો ચોંકી ઊઠશે અને તેમની ફરજનું તેમને ભાન કરાવશે. હિંમત ના ગુમાવશો; સાથે ખડા રહો અને ગાંધીજીએ આરંભેલું કામ પૂરું કરો.

*

હિંદના સ્વાતંત્ર્યનો સંગ્રામ એટલે ગાંધીજીનું સમસ્ત જીવન-ચરિત્ર. મારું પોતાનું જીવન ગાંધીજી સાથે ગાઢ રીતે સંકળાયેલું હતું. ગાંધીજી હિંદમાં જન્મ્યા ન હોત તો બનાવો કેવું સ્વરૂપ લેત એ કહેવું મુશ્કેલ છે. ગાંધીજી હિંદમાં જન્મ્યા ન હોત તો હિંદને કદાચ અત્યાર સુધી આઝાદી મળી જ ન હોત. એ સત્યનો ફિરસ્તો પગલે પગલે હિંદની પ્રજાને આઝાદીની મંઝીલ ભણી દોરી ગયો, અને કૂચ પૂરી થઈ કે તરત જ આપણામાંના એકે તેમનો જાન લીધો! ગાંધીજી જેવી વિભૂતિનું ખૂન કરી શકાય તો પછી દેશમાં બીજા ભયંકર બનાવોની ધારણા કેમ ન રાખી શકાય?

અમુક વ્યક્તિઓ તથા સંસ્થાઓ જે ભયંકર પ્રવૃત્તિ ચલાવી રહી છે તેનો વિરોધ કરવો એ તમારી ફરજ છે. પરંતુ એ વિરોધ શાંત રીતે થવો જોઈએ અને કોઈપણ માણસે કાયદો પોતાના હાથમાં ન લેવો જોઈએ. સરકારે એ સામે મજબૂત પગલાં લેવાનો નિર્ણય કર્યો છે, પરંતુ તેમાં તેને પ્રજાના સહકારની જરૂર રહેશે.

ગાંધીજીના અવસાન માટે જવાબદાર હોવાની શંકા હોય એવા લોકો પર વેર ન વાળવાની હું તમને વિનંતિ કરું છું. કારણ કે એ ગાંધીજીની ઇચ્છાની વિરુદ્ધનું કૃત્ય થશે. ગાંધીજીના મૃત્યુ પછી એમ ન બનવું જોઈએ. આપણે તેમની સલાહને અનુસર્યા નહિ એવું દોષારોપણ કોઈ કરે.''

# ચિરંજીવ સ્મરણ

દરબારી શોકના દિવસો દરમ્યાન અખિલ હિંદ રેડિયો પરથી હંમેશાં રાતના સમયે પૂ. ગાંધીજીને જુદાજુદા વકતાઓ દ્વારા અંજલિઓ અપાતી હતી. હિંદના ગવર્નર જનરલ લોર્ડ લૂઇ માઉન્ટબેટને પોતાના મિત્ર બનેલા ગાંધીજીને હૃદયસ્પર્શી નિવાપાંજલિ આપી હતી. "ગાંધીજીને શ્રેષ્ઠ અંજલિ તો બિનસાંપ્રદાયિક ને લોકશાહી રાજ્ય રચવા ભણી આપણાં હૃદય, મન અને હાથવાળીને જ આપી શકીએ. ગાંધીજીના દેહાંતથી સભ્ય જગતના પ્રત્યેક ભાગના લાખો લોકોને આઘાત થયો છે.

તેમના જીવન દરમિયાન તેમની સાથે જેમણે કામ કર્યું છે તેવા તથા મારી માફક જેઓ થોડાક સમયથી જ તેમના પરિચયમાં આવ્યા છે તેવા લોકોને જ નહિ પણ જેમણે ગાંધીજીને કદી જોયા નથી, કે જેઓ તેમને મળ્યા નથી, કે જેમણે ગાંધીજીનાં પુસ્તકોનો એક શબ્દ પણ વાંચ્યો નથી એવા લોકોને પણ એક મિત્ર ગુમાવ્યા જેટલું દુઃખ થાય છે.

ગાંધીજી મને પત્રો લખતા તેની શરૂઆત "પ્રિય મિત્ર" થી કરતા અને હું પણ એ જ સંબોધનથી જવાબ આપતો. કારણ કે તેમને સંબોધવાની એ રીત જ સાચી હતી. તેથી જ તો મને અને મારા કુટુંબને હંમેશ તેમનો વિચાર આવે છે.

હું ગાંધીજીને (૧૯૪૭ના) માર્ચ મહિનામાં પહેલી વખત મળ્યો. અમારી સમક્ષ પડેલા ભગીરથ પ્રશ્નોને હાથ ધરવા અંગે એક બીજાને મદદ કરવા અમે નિર્ણય કર્યો, આથી અમે સતત સંપર્ક જાળવી શક્યા. છેલ્લે એક મહિના અગાઉ તેમણે કોમી એકતા માટે ઉપવાસ કરવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે તેઓ મને મળવા આવ્યા હતા. એ પછી ઉપવાસના ચોથા દિવસે હું અને મારાં પત્ની તેમને મળવા ગયેલાં. દશ મહિનામાં અમે એકમેકના પરિચયમાં આવ્યાં હતાં. અમારી મુલાકાતો કદી પણ ઔપચારિક નહોતી. એ વાતચીતો બે મિત્રો વચ્ચેની વાતચીતો જેવી હતી અને અમે બંને અમારા વચ્ચે વિશ્વાસ ને સમજૂતિ સ્થાપી શક્યા હતા. જે મારે માટે એક ચિરંજીવ સ્મરણ તરીકે રહેશે.

શાંતમૂર્તિ, અહિંસાના ફિરસ્તા ગાંધીજી ધર્મઝનૂન સામેના જંગમાં શહીદ તરીકે હિંસાથી મૃત્યુ પામ્યા. તેમને એટલું આર્ષ-દર્શન થયું હતું કે હિંદની નવસર્જીત આઝાદીને જોખમમાં મૂકતી આ ધર્માંધતા જડમૂળથી ઉખેડી નાખવી જોઇએ.

આપણા મહાન વડાપ્રધાન પંડિત નહેરુએ બિનસાંપ્રદાયિક પ્રજાસત્તાક રાજ્યનો ઉચ્ચ આદર્શ આપણી સમક્ષ મૂક્યો છે, અને આવો સમાજ સ્થાપવા આપણાં હૃદય અને મન એ તરફ વાળીએ તો જ આપણે ગાંધીજીને સાચી શ્રદ્ધાંજલિ અર્પી ગણાય.

## નાનકડો માનવી—મહાન ક્રાંતિકાર

ગાંધીજીના રાજકારણનો મહિમા બરાબર સમજીને એમની દ્વારા શિષ્યભાવે રાષ્ટ્રસેવા કરવા એમને ચરણે આવી બેઠેલાં હિંદનાં 'બુલબુલ' કવયિત્રી શ્રીમતી સરોજિની નાયડુએ એ 'નાનકડા માનવી' ને અંજલિ આપતાં કહ્યું કેઃ

"જુદી જુદી ભાષાઓના અવાજે ક્યારનું ય કહી દીધું છે અને સાબીત કર્યું છે કે મહાત્મા ગાંધી દુનિયાની એક અનોખી વ્યક્તિ હતી અને આદર્શ, સચ્ચાઈ, ફરજ અને શાંતિનો ખ્યાલ રાખનાર દરેક મનુષ્ય તેમને ચાહતો અને પૂજતો.

તેમના છેલ્લા ઉપવાસ હિંદુ–મુસ્લિમ ઐક્યને માટે હતા, પણ આ ઉપવાસમાં તેમને સમસ્ત દેશનો ટેકો નહોતો. આજે દેશ એટલો બધો વિભાજીત થઇ ગયો છે, એટલો તિરસ્કારયુક્ત બની ગયો છે, શંકા અને દ્વેષથી એટલો પરિપૂર્ણ થઈ ગયો છે અને જુદા જુદા ધર્મોની આજ્ઞાથી એટલો વિમુખ બની ગયો છે કે જેઓ ગાંધીજીને સમજતા હતા તેઓ જ આ ઉપવાસનો અર્થ સમજ્યા હતા. હિંદુ ધર્મના સિદ્ધાંતો, આદર્શ અને તત્ત્વજ્ઞાનને સાચી રીતે પચાવનાર એક માત્ર હિંદુ એક હિંદુના હાથે જ મરાયો છે, એ હિંદુ સમાજ માટે શોકનો વિષય જ બની રહેશે.

અમારામાંથી કેટલાક તો ગાંધીજી સાથે એટલી બધી ગાઢ રીતે સંકળાયેલા હતા કે તેમનું જીવન અને અમારું જીવન ઓતપ્રોત બની ગયું હતું. તેમના મૃત્યુથી અમારામાંથી કેટલાકના શરીર ઉપર ચીરો મૂકાયો છે. કારણ કે અમારાં સ્નાયુઓ, નસો, હૃદય અને લોહી તેમના જીવન સાથે સંકળાયેલાં હતાં. પરંતુ આપણે જો માનીએ કે તેઓ મૃત્યુ પામ્યા છે, આપણે જો નિરાશ થઈએ, તેઓ ગયા એટલે બધું જ મરી પરવાર્યું એમ આપણે જો માનીએ, તો આપણે ધર્મ વિમુખ થયા ગણાઈએ. આપણી વચ્ચેથી તેમનું શરીર ચાલ્યું ગયું છે માટે આપણે સર્વસ્વ ગુમાવ્યું છે એમ આપણે માનવાની હિંમત કરીએ તો તેમના પ્રત્યેની આપણી ફરજ અને વિશ્વાસનો શો ઉપયોગ રહે? તેમના વારસદાર, તેમનાં ભાવના–સંતાનો, તેમના મહાન આદર્શોના હકદાર, તેમના મહાન કાર્યના અનુગામી એવા આપણે શું જીવતા નથી? અંગત શોકની પળ વીતી ગઈ છે. હૈયાં કૂટવાનો અને માથાં પછાડવાનો સમય વહી ચૂક્યો છે. આજે તો ટટાર ઊભા રહી એ કહેવાનો વખત છે કે જેઓએ ગાંધીજીનો પ્રતિકાર કર્યો છે તેમનું આહ્વાન ઉપાડી લેવા અમે તૈયાર છીએ.

આપણે તેમનાં જીવન્ત પ્રતીકો છીએ, આપણે તેમના સૈનિકો છીએ, વિગ્રહમાં સપડાયેલ દુનિયા સમક્ષ આપણે તેમનો ધ્વજ ધરી શકીએ એમ છીએ. સત્ય એ આપણે ધ્વજ છે, અહિંસા એ આપણી ઢાલ છે, આપણી તલવાર આત્માની છે જે લોહીનું એક બુંદ પણ પાડયા વગર વિજય મેળવી શકે છે. આપણા ગુરુના પંથે આપણે નહિ જઈએ? આપણા ગુરુના ઉપદેશોને આપણે નહિ અનુસરીએ? તેમના સૈનિક બની આપણે તેમણે આરંભેલા યુદ્ધને વિજય નહિ અપાવીએ? આપણે દુનિયાને મહાત્મા ગાંધીનો પૂર્ણ ચયેલો સંદેશો નહિ આપીએ? તેમનો અવાજ ફરીથી બોલી શકે એમ નથી પરંતુ દુનિયાને સમકાલીન દુનિયાને જ નહિ, પણ ભાવ

દુનિયાને પણ—તેમનો સંદેશો પહોંચાડવા માટે આપણા પાસે શું લાખો અવાજો નથી?

આજે મારા ધ્રૂજતા અવાજે ૩૦ વર્ષ પૂર્વે જેમ પ્રતિજ્ઞા કરી હતી તેમ ફરીથી હું પ્રતિજ્ઞા કરું છું કે હું ગાંધીજીની સેવા કરીશ. મૃત્યુ શું છે? મારા પોતાના બાપુ મર્યા અને મૃત્યુ પૂર્વે થોડી ક્ષણો પહેલાં તેમણે કહેલું, "મનુષ્યને જન્મ છે, પણ મૃત્યુ નથી. ફક્ત આત્મા સત્યની શોધમાં ઊર્ધ્વ ગતિ કરે છે."

મહાત્મા ગાંધી જેમના કૃશ શરીરને અગ્નિદાહ દેવામાં આવ્યો છે તેઓ મૃત્યુ પામ્યા નથી. ઇશુ ખ્રિસ્તની માફક ત્રીજે દિવસે તેઓ ફરીથી બેઠા થયા છે. લોકોના રુદન અને દુનિયાના સાદના ઉત્તરમાં પોતાનાં માર્ગદર્શન, પ્રેમ, સેવા અને પ્રેમને ચાલુ રાખવા તેઓ ફરીથી બેઠા થયા છે.

જ્યાં મૃત રાજાઓ દટાયા છે એવા દિલ્હીમાં તેમને અગ્નિદાહ દેવામાં આવ્યો છે તે યોગ્ય જ થયું છે, કારણકે તેઓ તો રાજાધિરાજ હતા. શાંતિ દૂત સમા એ મહાન યોદ્ધાને તેને છાજે એ રીતે સ્મશાન ભૂમિ ઉપર લઈ જવામાં આવ્યો છે તે પણ યોગ્ય જ થયું છે. એ નાનકડો માનવ બધાનો મિત્ર હતો, હિંમતવાન હતો અને સેંકડો સૈનિકોને યુદ્ધભૂમિમાં લઈ ગયો હતો. પોતાના દેશને પરદેશીઓની ધૂંસરીમાંથી મુક્ત કરનાર અને તેને સ્વાતંત્ર્ય અને ધ્વજ અપાવનાર મહાન ક્રાંતિકારીનું દિલ્હી એક કેન્દ્ર અને પવિત્ર ધામ બની ગયું છે.

મારા ગુરુ, મારા નેતા, મારા પિતાનો આત્મા શાંતિ ના પામો. મારા પિતા! શાંતિમાં ના બેસશો, અમારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવજો. તમારા વારસદાર, તમારા શિષ્યો, તમારા સ્વપ્નના પ્રેક્ષકો, હિંદના શાંતિને સિદ્ધ કરનાર એવા અમને અમારા વચનો પૂર્ણ કરવા શક્તિ આપો."

# અમરજ્યોતિ

હિંદના સમર્થ તત્ત્વચિંતક ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણને સંતને બિરદાવતાં કહ્યું કેઃ

'ગાંધીજી ઉપર થયેલા આ પ્રાણઘાતક હુમલાથી અને શબ્દોદ્વારા ન વર્ણવી શકાય એવો આઘાત થયો છે. ન માની શકાય એવું અને કલ્પનામાં પણ ન આવે તેવું બની ગયું છે. પવિત્રમાં પવિત્ર, ઉત્કૃષ્ટ અને પ્રેરણાદાયક પુરુષ પાગલ માણસના ક્રોધનો ભોગ થઇ પડે એ જ બતાવી આપે છે કે આપણે સૉક્રેટિસ અને ઇશુ ખ્રિસ્તના સમયથી સુધર્યા નથી, કારણ કે સૉક્રોટસને ઝેર પીવું પડયું હતું અને ઇશુ ખ્રિસ્તને ખીલાથી વધસ્તંભ ઉપર જડાવું પડયું હતું.

વિલીન થતા ભૂતકાળના એક માત્ર પ્રતીક સમાન ગાંધીજી આજે સ્મૃતિશેષ છે. આપણે તેમના શરીરનો નાશ કર્યો છે, પરંતુ સત્ય અને પ્રેમની દિવ્યજ્યોતમાંથી તેમનામાં આવેલો પ્રકાશ કોઇ બુઝાવી શકે એમ નથી. દુનિયામાં સંતપુરુષો નિર્ભય રીતે ક્યારે વિચરી શકશે? હિંદ અને પાકિસ્તાન, અને આખી દુનિયા આમાંથી એટલો પાઠ ભણી લે કે આપણે જો હિંસા, ક્રૂરતા અને અવ્યવસ્થાની ગર્તામાં ન પડવા ઇચ્છતા હોઇએ તો ગાંધીજી જે રીતે જીવ્યા અને પ્રાણ આપ્યા તેને અનુસર્યા સિવાય બીજો એક માર્ગ નથી.'

**મૌલાના આઝાદ:** 'મારા જીવનમાં મેં ઘણા ભારે બોજા ઉપાડયા છે, પરંતુ ગાંધીજીના અવસાનથી આપણા પર જે ભારે બોજો આવી પડયો છે તે સૌથી ભારે છે. ગાંધીજીના અવસાનથી મારું મગજ કામ કરતું નથી. ગાંધીજીએ તેમની અંતિમ યાત્રા કરી લીધી છે અને તેમના પરિણામે આપણા પર નવા પ્રવાસની જવાબદારી આવી પડી છે. આપણે આશા રાખીએ કે આપણે તેમાં સંપૂર્ણ સફળ થઈ શકીશું.

ગાંધીજીએ તેમના ખભા ઉપર માનવતાનો ભારે બોજો ઉપાડયો હતો અને હવે આપણે એકસાથે ખડા રહી તેમાં ફાળો આપવો જોઈએ. જો લાખો હિંદીઓ એ ભાર ઉપાડવામાં મદદ કરે અને સફળતાથી એ ભાર ઉપાડી શકે તો એને હું એક ચમત્કાર જ લેખું.

જનતા ત્રણ હકીકત ઉપર ખાસ ધ્યાન આપે: (૧) ગાંધીજીનું ખૂન એ એક સમજુ માણસનું કૃત્ય નથી અને આપણે દેશનું સમગ્ર વાતાવરણ ફેરવવાનું છે; (૨) સરકારે હરકોઈ પ્રકારના કોમવાદનો અંત આણવાનો નિશ્ચિત નિર્ધાર કર્યો છે; (૩) લોકો હાથમાં કાયદો ન લેતાં શાંતિ જાળવી સરકારના હાથ મજબૂત કરે.'

**ડો. રાજેન્દ્રબાબુ:** 'આપણી સાથે બોલવાને, આપણને દિલાસો આપવાને, આપણને પ્રોત્સાહન આપવાને, આજે દોરવણી તેમજ પ્રેરણા આપવાને ગાંધીજી આજે સદેહે હાજર નથી. પરંતુ તેમણે જ આપણને વારંવાર નથી કહ્યું કે શરીર નાશવંત અને ક્ષણભંગુર છે અને એકલો આત્મા અમર અને અવિનાશી છે? તેમણે જ આપણને નહોતું કહ્યું કે ઈશ્વરને મારા શરીરનો ખપ હશે ત્યાં સુધી તે તેને નભાવશે? એમ કેમ ન બને કે દેહનાં બંધનથી મુક્ત થયેલો તેમનો આત્મા વધારે મુક્તપણે કાર્ય કરશે. અને હજી જે અધૂરું રહ્યું છે તે પૂરું કરવાને તેમજ સાર્થક કરવાને નવાં સાધનો પેદા કરશે? એમ કેમ ન બને કે ગેરસમજૂતીના અને પરસ્પર વહેમનાં જે કાળાં

વાદળ આજે દેશના વાતાવરણમાં ઘેરાયાં છે તેમને વિદારી જે જાતનો સુમેળ અને શાંતિ સ્થાપવાને તેમણે પોતાનું સારુંય જીવન વિતાવ્યું અને કાર્ય કર્યું, અને અફસોસ! જે કાર્યમાં આખરે ઘાતકની ગોળીનો ભોગ બન્યા તે કાર્યને પાર પાડનારી શક્તિ જમનાઘાટ પરની તેમની ભસ્મમાંથી પ્રગટ થશે.

હિંદુ ધર્મમાં બલકે માનવતામાં જે કંઈ ઉદાત્ત અને ભવ્ય છે તેના સારરૂપ શું તેમનું જીવન નહોતું? તે સર્વ તેમનામાં મૂર્તિમંત પણ નહોતું? અને છતાં એમના જાતિ, વંશ, ધર્મ કે મર્યાદાઓને ન ઓળખનારાએ હૃદય સામે પિસ્તોલ તાકી તેમાં ગોળી છોડનારો હાથ એક હિંદુ ધર્મી માણસનો નહોતો?

× × ×

મહાત્મા ગાંધીજીને અનુસરવામાં જેઓ ગૌરવ લેતા હતા તેવા કોંગ્રેસીઓએ સંપૂર્ણ રીતે સમજી લેવું જોઇએ કે તેમની અત્યંત કપરી કસોટીની ઘડી આવી પહોંચી છે. ગાંધીજીની કાયા આપણી સમક્ષ નથી. આપણને હવે તેમનો ચરણસ્પર્શ કરવા નહિ મળે. પોતાના હાથ આપણા ખભે મૂકી આશીર્વાદ આપવા તેઓ હવે આપણી વચ્ચે નથી. સત્યનો માર્ગ ચીંધતો તેમનો મોહક અવાજ પણ આપણને નહિ સંભળાય. તેમનો આત્મા સ્થૂળદેહ છોડીને ચાલ્યો ગયો છે, પરંતુ તે આપણાં શુભ અને અશુભ કાર્યોનું નિરીક્ષણ કરી રહ્યો છે. તેમના કોઈ સ્મારકોની જરૂર નથી. તેમને પ્રિય એવું રચનાત્મક કાર્ય ઉત્સાહથી હાથ ધરવું જોઇએ.

હિંદમાં જે કોમી પ્રચાર થયો છે તેના પરિણામરૂપે ગાંધીજીની હત્યા થઈ છે. ગાંધીજીએ કોમવાદ અને ધિક્કાર સામે જંગ ખેલ્યો. પોતાના જીવન દરમિયાન તેઓ જે ન કરી શક્યા તેને હવે આપણે સિદ્ધ કરવું જોઇએ. ગાંધીજીનું ખૂન કરવાથી હિંદુધર્મને શો ફાયદો

થયો છે ? હિંદુ ઇતિહાસમાં આવો કરુણ બનાવ કદી નોંધાયેલો નથી. હિંદુ ઇતિહાસમાં આજ એક કલંક નોંધાયું છે અને એક હિંદુએ પોતાના હાથ એક સંતના લોહીના રંગથી રંગ્યા છે. હિંદુઓના માથા પર આ કલંક કાળી ટીલી સમાન છે. જે ગોળીએ ગાંધીજીનું હૃદય વિંધ્યું છે એ ગોળીએ સાચું પૂછો તો હિંદુત્વનું હાર્દ વિંધ્યું છે. દરેક હિંદી આત્મસંશોધન કરે અને પૂછે કે તેના હૃદયમાં કોમવાદનું પાપ છુપાયું છે કે નહિ. દરેક હિંદી આ વિષને ધોઇ નાખે.

જે આપણે સુરાજ્ય પ્રાપ્ત કરવું હોય તો આપણે શિસ્ત, ભોગ અને સેવાના માર્ગે આગળ ધપવું જોઇએ. મહાસભાવાદી મિત્રો, હવે તમે આરામનો વિચાર ન કરશો. શાંત અને સમૃદ્ધિનો યુગ સ્થાપવા તમારે ભોગ અને સેવાનો ભેખ ધરવાનો છે. આપણે દુનિયામાં હિંદની પ્રતિષ્ઠા જાળવવાની છે. આપણે યોગ્ય સેવકો સાબિત થઇએ. આપણે ખરો ભોગ તો હવે આપવાનો છે, ગાંધીજીનો આત્મા આપણી પાસે એ માગી રહ્યો છે.

*

આ ભયાનક કરુણ ઘટનાનો મુકાબલો કરી તેમની બુલંદ હાકલ ફરી એકવાર આપણને આપણી ફરજનું ભાન કરાવો, માટીમાંથી તેમણે વીર નર ઘડયા. અન્યાયની સામે, જુલમની સામે, ગુલામીની સામે જીવનભર તેમણે જે લડત ચલાવી, તેમાં અધૂરાં, એવાં તેવાં સાધનોથી તેમણે પૂરી કુશળતાથી કામ લીધું. આજે ધર્મસંસ્થાપનાને અર્થે, રામરાજ્યની રચનાને અર્થે, હિંદને એ જ વીરતાની, ભય સામે એવી જ બેપરવાઇથી ઝઝૂમવાની, પરિણામોનો વિચાર સરખો કર્યા વિના કાર્યમાં ઝંપલાવવાની સાહસિક વૃત્તિની જરૂર છે. ધર્મસંસ્થાપનાને અર્થે, રામરાજ્યની રચનાને અર્થે ગાંધીજીએ દેહનું બલિદાન આપી દીધું. તો શું આ દુનિયામાં તેઓ

સદેહે વિચરતા હતા ત્યારે જેમ આપણે તેમની પાછળ ચાલ્યા તેવી જ રીતે તેમના મૃત્યુ પછી તેમને નહીં અનુસરીએ ?

આત્માને હણી નાખનારી જે કોમી વાડાબંધી અથવા સાંપ્રદાયિક સંકુચિતતાની અધમ વૃત્તિને કારણે આ ગુનો બનવા પામ્યો તેને જડમૂળથી નાબૂદ કરવાના દૃઢ નિશ્ચયના બળની આજે જરૂર છે. ગાંધીજીએ રાજકીય, સામાજિક અથવા આર્થિક ક્ષેત્રોમાં મેળવેલી સર્વ સિદ્ધિનાં હમેશ બે અંગો રહ્યાં છે. એક વિરોધી અથવા ખંડનનું અને બીજું વિધાયક અથવા રચનાનું. પ્રેમનું, સમભાવનું સામ્રાજ્ય સ્થાપી શકાય તે માટે હવે દ્વેષની અને મત્સરની વૃત્તિઓને નાબૂદ કરવી પડશે. કોમી અવિશ્વાસ તેમ જ કુસંપને મિટાવી તેમને સ્થાને હવે કોમી એકરાગ અને સંપને સ્થાપવો પડશે. આ ગાંધીજીની છેવટની આકાંક્ષા હતી. તેમની એ આકાંક્ષા પૂરી કરવાની આપણી ફરજ છે અને તે આપણે પૂરી કરીશું જ કરીશું.

**શ્રી રાજાજી:** 'પ્રકાશ આ દુનિયામાંથી અલોપ થયો છે. મધ કરતાંયે મીઠો એ અવાજ હવે હંમેશને માટે શાંત પડયો છે. ઈશ્વરે જે નિર્મ્યું હોય તે ગમે તેમ થાય તો ય બનવું જ જોઈએ. તામિલનાડનાં સંતાનો, ડહાપણથી વર્તજો. હવે ઈર્ષ્યાને દેશવટો દેજો. નજીવી બાબતો પર ઝઘડશો નહિ. જે કંઈ મુસીબતો હોય તે સર્વ મળીને સહન કરવામાં ભાગીદાર થજો. પ્રેમ અને પવિત્રતા એ બન્ને વસ્તુઓ એવી છે જેથી બીજું ગમે તે સિદ્ધ કરી શકાય છે.

એક બુદ્ધિહીન પાગલે આપણી સહુથી મૂલ્યવાન વસ્તુ આપણી પાસેથી ઝુંટવી લીધી છે. ઈશ્વર આ ભયાનક દુઃખના સમયે હિંદને સહાય કરો. તમામ ધિક્કાર અને તમામ શંકાનો આપણા આ પ્રિયતમ નેતાના બલિદાન પછી હવે અંત આવો.

કાંઈક પોતાના દિલને ધરપત લાગે એમ બાપુને અંજલિ

આપવા અને એમનાં ગુણગાન કરવાને માટે જો શ્રી. સરોજિની દેવી અને પં. જવાહરલાલ નહેરુને પૂરતા શબ્દો જડી શકતા નથી, તો મારું શું ગજું ?

વાલ્મીકિ ના ના કહેતા રહ્યા અને પેલા ક્રૂર પારધિએ ક્રૌંચની જોડીમાંથી એકને માર્યું અને ક્રૌંચીને જે દુ:ખ થયેલું તેવા દુ:ખમાં આજે હિંદુસ્તાન ડૂબી ગયું છે. આ કરુણ ઘટના જોઈને વાલ્મીકિનું હૈયું જે શબ્દોમાં ઢલવાયું તેના સંગીત અને સ્વરૂપે શ્રી રામચંદ્રની કથાને સંગીત અને સ્વરૂપ અર્પ્યું. આપણા વહાલા બાપુ સત્ય અને અહિંસા કે પ્રેમને માટે કુરબાન થયા, તે કરુણ પ્રસંગે દુ:ખનું જે આભ ફાટયું તેના નાદના મેળમાં આપણો ઇતિહાસ—હિંદની ભાવિ કથા રચાઓ—સદ્ગતના આત્માની શાંતિ બગડે એવું કાંઈ આપણે ન કરીએ. કેમ કે, જોકે એમનું શરીર પંચભૂતમાં મળી ગયું છે પરંતુ જરૂર એમનો આત્મા ઉપરથી આપણને જુએ છે.'

પં. જવાહરલાલ : 'આજે આપણે બધાં બાપુના નિધનનો શોક કરીએ છીએ ને તેની ઓથ વિના નમાયાં બાળકો જેવાં થઈ ગયાં છીએ એવું આપણને લાગે છે. પણ પાછલાં વર્ષોના ગાળા દરમિયાન તેમનું ભવ્ય જીવન, તેમની ઉજ્જવળ કારકિર્દી જોયા પછી શોક કરવા જેવું શું છે ? ખરે જ, ખુદ પોતાનાં જીવનકાળ દરમિયાન એમના જેવી ને જેટલી સાર્થકતાનો અનુભવ કરવાનું ઇતિહાસમાં બહુ જૂજ માણસોના ભાગ્યમાં આવ્યું હશે. આપણી નિષ્ફળતાથી એમને ખેદ થતો અને હિંદને પોતે હજી વધારે ઊંચું ન લઈ શકયા તેથી તેમને અજંપો રહેતો હતો. એ ખેદ અને એ અજંપાની એમની લાગણી સમજી શકાય તેવી છે છતાં એમનું જીવન વ્યર્થ ગયું, એમની કારકિર્દી નિષ્ફળ નીવડી એમ કહેવાની કોની હિંમત ચાલશે ?

એમના મૃત્યુમાં પણ એક અનેરી ભવ્યતા હતી અને સંપૂર્ણ કળા હતી. જે જાતના એ માણસ હતા, જે પ્રકારનું જીવન એમણે ગાળ્યું હતું તેના વિકાસના શિખર પર એ મૃત્યુ કળશરૂપ બન્યું. અરે, એ મૃત્યુથી એમના જીવનનો બોધ વધારે સ્પષ્ટ થયો, વધારે અસરકારક બન્યો. પોતાની સર્વશક્તિ જે વખતે સોળે કળાએ ખીલીને કામ આપતી હતી તે વખતે અને જે પળે એમણે મરવાનું માગી લીધું હોત તે પ્રાર્થનાની પળે એમનું મૃત્યુ આવ્યું. જે કાર્યમાં તેમણે પૂર્ણ સમર્પણના ભાવથી હંમેશ એકધારી ચીવટથી કાર્ય કર્યું હતું અને પાછલા એક વરસથીયે વધારે ગાળા દરમિયાન જેને માટે એમણે વિશેષ કાર્ય કર્યું તે એકતાના કાર્યમાં એઓ ખપી ગયા ને શહીદ થયા. માણસમાત્રે જે રીતે મરવાની કામના રાખવી જોઈએ તેમ એમનું એકાએક મૃત્યુ થયું. ન શરીરમાં કોઈ પ્રકારની ક્ષીણતા આવી, ન કોઈ લાંબી બીમારી એમણે ભોગવી અને ઉંમર વધતાં મનની અને બુદ્ધિની ધૃતિ ઘટતાં જે વિસ્મૃતિ પેદા થાય છે તે પણ તેમણે જાણી નહોતી. તો પછી તેમને માટે આપણે શોક શાને કરીએ ? જેમનું પગલું છેવટની ઘડી સુધી ચેતનથી ભરપૂર ઝડપવાળું હતું, જેમનું સ્મિત જોઈ બીજાં સૌ દુઃખ વીસરી જતાં અને છેવટની ક્ષણ સુધી જેમની આંખોમાંથી હાસ્યનો પ્રકાશ વેરાતો એવા આપણા ગુરુ તરીકે તેમની આપણને સ્મૃતિ રહેશે. શરીર કે મનની કોઈ શક્તિ ક્ષીણ અથવા ખંડિત થવાની કોઇ સ્મૃતિ તેમની સ્મૃતિ સાથે સંકળાયેલી નહીં રહે. જીવનમાં સામર્થ્ય અને સત્તાને સર્વોચ્ચ શિખરે એમનો દેહ પડયો અને તેથી આપણા માનસમાં અને આપણા યુગના માનસમાં કદી ન ભૂંસાય એવું, કદી ઝાંખું ન પડે એવું તેમનું ચિત્ર અંકિત થઈ ગયું.

એ ચિત્ર કદી ઝાંખું પડનાર નથી. પણ એમની સિદ્ધિ એથીયે મોટી છે. આપણું માનસ અને આપણો આત્મા જે તત્ત્વનો બનેલો

છે, તેમાં તેમણે પ્રવેશ કર્યો છે ને તેમને નવો ઘાટ આપ્યો છે. ગાંધીયુગની પેઢી તો વિલીન થઈ જશે, પણ તેના માનસનું તત્ત્વ ટકી રહી હિંદના આત્માનું એ માનસ એક અંગ બની ગયું હોવાથી એક પછી એક આવનારી દરેક પેઢીના માનસ પર અસર કરતું રહેશે.'

**આચાર્ય કૃપાલાનીજી**: 'આપણો જીવનપંથ ઉજાળનાર જ્યોતિ હવે અદૃશ્ય થઈ છે. આજ સુધી આપણે જે કંઈ નાનીસૂની સિદ્ધિઓ મેળવી અને આપણામાં જે કંઈ ગુણો પ્રકટ્યા એ બધું એ જ્યોતિને જ લીધે હતું. હિંદુ ધર્મના ઇતિહાસમાં એવું કદી પણ બન્યું નથી કે પ્રભુનાં કોઈ ફિરસ્તાને ઇજા પહોંચાડાઈ હોય પરંતુ આજે એ આપણી શરમ અને અધઃપતન છે કે એક પ્રભુના માનવીની સામે એક હિંદુનો હાથ ઊપડયો. આપણે સહુ ગાંધીજીને નિકટ પરિચિત વ્યક્તિ તરીકે જાણીએ છીએ; એમના વિચારો, એમની ફિલસૂફી અને પ્રત્યક્ષ એ માનવીને પણ જાણીએ છીએ. તો આપણે આજે નિશ્ચય કરીએ કે આપણે તેમને વફાદારીથી અનુસરશું અને આપણી સમક્ષ મૂકેલું કાર્ય આપણે પૂરું કરીશું. એમના હૃદયમાં 'રામરાજ્ય'ની સ્પષ્ટ કલ્પના હતી અને તેમણે એની ભવ્ય ઇમારતનો પાયો નાખ્યો હતો, તે હજી બાંધવાની બાકી હતી. એ રાજનૈતિક ધોરણો પર રચાયેલું હશે, હિંસા અને મુસદ્દીગીરીના દાવપેચ પર રચાયેલું નહિ હોય. જ્યારે આપણે આપણા રજ જેવડા દોષોને પહાડ જેવડા જોઈએ અને બીજાના પહાડ જેવડા દોષોને રજ જેવા જોતાં શીખીએ ત્યારે જ નૈતિક કાયદાને આપણે સંતોષી શકીએ. એ સત્પંથે ચાલો આપણે આગળ ધપીએ.'

**શ્રી. ગણેશ વા. માવલંકર**: 'આપણે આજે બેવડી વિપત્તિની શોકઘેરી છાયા અનુભવીએ છીએ. એક તો આપણને મુક્તા-

મીમાંથી સ્વાધીનતા સુધી દોરી જનાર આપણા યુગના પુરુષપ્રવરના. અવસાનની અને બીજી દેશમાં રાજકીય હિંસાના પુનઃપ્રકટીકરણની,

મહાત્મા ગાંધીજીએ જ્યારે આપણને હિંસાના બળના અહિંસક પ્રતિકાર અને સત્યાગ્રહની કળા બતાવી, ત્યારે તેમણે બ્રિટિશ શાહીવાદ સામેની આપણી લડતમાં વિજયી બનવાની આપણામાં નવી આશાઓ પ્રેરી. એમણે જ આપણા મનમાં આમજનતા માટેના સ્વરાજની સાચી ઝાંખી કરાવી અને પશ્ચિમના અનુકરણમાંથી બચાવીને આપણા પોતાના રાષ્ટ્રજીવનની અસ્મિતામાં આપણને આણી મૂક્યા. જીવનનું કોઈ પણ ક્ષેત્ર કે પાસું એવું રહ્યું નથી, જેમાં ગાંધીજીનો હાથ અને અસર દેખાતાં કે અનુભવાતાં ન હોય!

આપણું રાજકારણ, આપણા અર્થકારણ અને આપણી કેળવણીને એમણે નવો જ ઘાટ આપ્યો અને જાહેરજીવનમાં જે કંઈ હોય તેને આધ્યાત્મિકતાના રંગે રંગવા પ્રયાસ કર્યો. આપણા યુગના એ સહુથી મહાન પુરુષ હતા. માનવતા માટેના પ્રેમની દિવ્ય જ્યોત તેમના હૃદયમાં હંમેશાં જલતી હતી. ધિક્કાર અને હિંસાના ઘોર અંધકારની વચ્ચે પણ, તેમનો અવાજ સાવ એકાકી જ છે એમ તેઓ જાણતા હોય ત્યારે તે છતાં પણ, તેઓ કદી નિરાશાવાદી બન્યા નથી. પોતાના સિદ્ધાંતો અને જીવનધ્યેયમાંની આવી અડગ શ્રદ્ધા એ આપણે માટે તો શક્તિનો સ્રોત બની રહી હતી. આપણે આપણા દેશના જ નહિ પરંતુ કદાચ સમસ્ત દુનિયાના અત્યંત કટોકટીભર્યા કાળે તેમને ગુમાવી બેઠા છીએ. એમનામાં સમગ્ર માનવતાને આવરી લેતી આંતરરાષ્ટ્રીય વિશ્વબંધુત્વ અને 'એક વિશ્વ'ની આદર્શદૃષ્ટિ હતી.

મહાત્મા ગાંધીજી કદી કોઈ ધારાસભાના સભ્ય નહોતા. રૉલેટ બીલ વખતે તેમના જીવનમાં માત્ર એક જ વખત તેઓ ધારાસભાની

મુલાકાતે આવ્યા હતા. તે વખતે રા. ઑ. સદ્ગત શ્રીનિવાસ શાસ્ત્રીની લાગણીવશ વક્તૃત્વછટાનું વર્ણન કરતાં ગાંધીજીએ લખ્યું હતું કે વાઈસરૉય ત્યારે જાણે મંત્રમુગ્ધ બનીને શ્રીનિવાસ શાસ્ત્રીનું વક્તૃત્વ સાંભળી રહ્યા હતા, આંખનું મટકુંય માર્યા વિના તેઓ તેમની ઉપર નજર નોંધી રહ્યા હતા અને એમના હૃદયના ઊંડાણમાંથી એમને અસર થયા વિના ન જ રહે એમ દેખાતું હતું—છતાં સરકાર તો માત્ર કાયદાની વિધિસરતાના ફારસની પાર ઊતરવા પૂરતી જ કાળજી રાખી રહી હતી! એટલા ઉપરથી જ ત્યારની ધારાસભાઓ પ્રત્યેની ગાંધીજીની વલણનું રહસ્ય સમજાઈ જાય છે. પણ ત્યારે અને અત્યારમાં કેવો ફેર છે? એમની જ પ્રેરક રાહબરી અને પ્રયાસોદ્વારા હિંદે સ્વાધીનતા મેળવી છે અને ધારાસભા અને સરકાર બન્ને હવે તો આપણાં જ છે. આ ધારાસભાએ જે પવિત્ર અને જવાબદારીભર્યું કાર્ય માથે લીધું છે તેને આશીર્વાદ આપવા તેઓ એકાદવાર અહીં આવી ગયા હોત તો કેટલું સારું થાત? પરંતુ ગાંધીજીનો આત્મા તો હંમેશાં આપણી વચ્ચે જ રહેશે અને આપણા ધ્યેય સુધી દોરી જશે.'

**શ્રી. કોન્ડાવેંકટ પય્યા**: 'કેવું આઘાતજનક? કેવું વિપત્તિકારક? કેવું હૃદયવિદારક? ગાંધીજીના મૃત્યુનો વિચાર સરખો કરતાં મારું હૃદય જ જાણે ઠરી જાય છે. ગાંધીજી આપણા હૃદયના સહુથી વધુ પ્રીતિપાત્ર હતા, આપણા મહાન ગુરુ, આપણા પથપ્રદર્શક, આપણા મિત્ર અને આપણા ફિલસૂફ તેઓ હતા. હજી તો હમણાં જ ઉપવાસના જોખમમાંથી તેઓ બચ્યા અને તેમની નજીક બૉમ્બ ફૂટયો તેમાંથી પણ ઇજારહિત રહ્યા તેથી દુનિયા રાજી થતી હતી! ગાંધીજી તો શહીદના મૃત્યુને વર્યા. અહિંસાની વેદી પર એમણે પોતાના જીવનનું બલિદાન આપ્યું. આપણી નવજાત આઝાદીના અત્યંત કસોટીકાળે આપણે એમને ખોઈ બેઠા છીએ. પરંતુ આપણે

એવું તો ખ્યાલમાં રાખવું જ જોઇએ કે તેઓ માત્ર નશ્વર દેહનો ત્યાગ કરી ગયા છે બાકી તેમનો આત્મા તો આપણને તમામ જોખમોનો સામનો કરવાનું અને મુસીબતોમાંથી પાર ઊતરવાનું બળ અને હિંમત ને પ્રેરણા આપતો હજી આપણી વચ્ચે જ છે. આપણી જાત પ્રત્યે જ સત્યનિષ્ઠ બનીને નજીવા ઝઘડા અને ભાંજગડો છોડીને અને આઝાદીનો સંપૂર્ણ લાભ ઉઠાવવાનો સંયુક્ત પ્રયાસ કરીને એ મહાન હિંદીને અંજલિ આપીએ.'

**શ્રી. અણે અને શ્રી. શ્રીકૃષ્ણ સિંહા :** 'મહાત્મા ગાંધીનું નશ્વર જગતમાં અવસાન થયું છે પરંતુ મહાત્મા ગાંધીજી આપણા હૃદયમાં તો કદી પણ અવસાન પામવાના નથી. આ મહાભયાનક આપત્તિમાં તો તેમણે આપણી પાસેથી જે કંઈ કાર્યોની આશા રાખી હતી તે સિવાય બીજું કશું આપણે કરી શકીએ નહિ. ગમે તેટલી ઉશ્કેરણી હોય તોય એમનો પ્રેમ, ઉદારતા અને શુભેચ્છાનો પાઠ હંમેશાં સર્વોપરી જ રહેવો જોઈએ. અમે તમામ બિહારી બંધુઓને આપણા જીવનમાં જ ઉદ્ભવેલી આ મહાન કટોકટિમાં તેમને જ અનુસરવાની હાકલ કરીએ છીએ. એમનું મૃત્યુ એક વિશ્વાપત્તિ છે. એમણે અમને જ નહિ, આખા દેશને પિતૃહીન બનાવ્યો છે.'

**શ્રી. રામસ્વામી રેડિયાર:** 'રાષ્ટ્ર શોકની મહાન ગર્તામાં ડૂબી ગયું છે. આપણા યુગનો સહુથી મહાન માનવી, જે ભૂમિને સ્વાધીન અને મુક્ત કરવા માટે પોતાના અપૂર્વ ત્યાગથી જીવનભર તેમણે પરિશ્રમ કર્યો એ જ એમની જન્મભૂમિમાં એમનું ઘાતકી રીતે ખૂન થયું છે.'

**ડૉ. બિધાનચંદ્ર રોય :** 'આ સ્તબ્ધકર બનાવના ,સમાચાર સાંભળ્યા પછી શું વધુ બોલી શકાય ? મહાત્મા ગાંધી એક મહાત્મા તરીકે જ જીવ્યા અને મૃત્યુ પામ્યા. બે હજાર વર્ષ પહેલાં 'શાંતિના

સમ્રાટ ' ને વધસ્તંભ ઉપર જડી દેવામાં આવ્યા હતા. આજે આધુનિક 'શાંતિનો સમ્રાટ' અહિંસાનો પયગમ્બર હિંસાનું બલિદાન બન્યો છે. પરંતુ એક મરીને એમણે તો એવું એક અમર્ત્ય જીવન સદાને માટે પોતાની પાછળ મૂક્યું છે કે તેમના અનુયાયીઓ કહેવડાવતા આપણે હજી પણ શાંતિ, અહિંસા અને સત્યના આદર્શોને આપણે માટે ટકાવી રાખવા અને દેશને સત્યાનાશમાંથી બચાવવા ખાતર હજી પણ ઝૂઝી શકીએ તેમ છીએ. આપણે એમને ખોઈ બેઠા છીએ એમ હું માનતો નથી. મને શ્રદ્ધા છે કે તેમનો અમર આત્મા હજી આપણી ઉપર અંતરિક્ષમાં ઘૂમી રહ્યો છે અને આપણી વચ્ચે અને આપણીદ્વારા જ તે આવિષ્કાર પામીને કાર્ય કરતો રહેશે.

**શ્રી. શરચ્ચંદ્ર બોઝ**: 'આ શોચનીય અને કરુણ સમાચારે મારું ચિત્ત ભમાવી નાખ્યું છે. કોઈપણ ભાષા આ અત્યાચારને વખોડી કાઢવા માટે વધુ આકરી ન કહેવાય. દેશ અનાથ બન્યો છે અને એના ભાવિમાં શું છે તે તો કેવળ ઈશ્વર જ જાણે છે. મહાત્માજી તો અવસાન પામ્યા. એવો બીજો મહાત્મા ક્યારે આવશે ?'

**શ્રી. કિરણશંકર રોયઃ** એક મહાન જીવનનો મહાન અંત. એમણે રાષ્ટ્રની આઝાદી મેળવ્યા પછી આઝાદી જેટલા જ એમને પ્રિય એવા હિંદુ-મુસ્લિમ એકતાના ધ્યેય ખાતર પોતાના પ્રાણ પાથર્યા છે. તેઓ એવા મહાન છે કે તેમના મૃત્યુનો શોક કરવા માટે પણ આપણે પામર છીએ !'

**શ્રી. સુરેન્દ્રમોહન ઘોષ**: 'રાષ્ટ્ર હતબુદ્ધિ બની ગયું છે. એક પાપીએ દુનિયાનો આ મહાન માનવી ઝૂંટવી લીધો છે. ગાંધીજીએ એમના દુર્બળ દેહથી પણ અનેક વખત મૃત્યુનો સામનો કર્યો હતો અને તેમનો આત્મા તો હંમેશ માટે એવો સફળ સામનો કરશે જ.

એમણે આપણને માત્ર આઝાદી જ નહિ પણ બીજું ઘણું આપ્યું છે. એમણે માનવજાતને એનું ખોવાયેલું હૃદય શોધી આપ્યું છે. એમણે નવાં નૈતિક મૂલ્યો અને નવા આદર્શો આપ્યા છે. સર્વથી વિશેષ તો એ કે એમણે સામાન્ય માનવીને માનવગૌરવના ઉચ્ચપદે સ્થાપિત કર્યો છે. રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં કહીએ તો 'જેનો આપણે ઘાત કર્યો છે તે આપણાં પગલાંને દોરશે. આપણી શંકાઓમાં આપણે તેમનો ઇનકાર કર્યો છે. આપણા રોષમાં આપણે તેની હત્યા કરી છે. હવે આપણા પ્રેમમાં આપણે તેમનો સ્વીકાર કરીશું કેમ કે મૃત્યુદ્વારા તેઓ હવે આપણા સહુના જીવનમાં પ્રવેશી ચૂકયા છે. તેથી જ તેમણે મૃત્યુંનેય જીત્યું છે.'.

ડૉ શ્યામપ્રસાદ મુકરજી: 'આપણી માતૃભૂમિ અને ખરેખર તો આખા જગતને એના અંધકાર અને શોકમાં અજવાળી રહેલી એ દિવ્યજ્યોત એકાએક બુઝાઈ ગઈ છે. મહાત્મા ગાંધીજીનો દેહવિલય એ હિંદ પરનો સહુથી મોટો વજ્રાઘાત છે. જેણે હિંદને સ્વાધીન અને સ્વાવલંબી બનાવ્યું, જે સહુના મિત્ર અને અજાતશત્રુ હતા, કરોડોના પ્રીતિપાત્ર અને આદરપાત્ર હતા, તેઓ જ તેમનીજ કોમ અને દેશના એક ખૂનીને હાથે માર્યા જાય એ તો અત્યંત શરમ અને કરુણતાની બાબત છે. દેશમાંનાં તમામ પ્રગતિવાદી બળોએ રાજકીય કે બીજા કોઈપણ ભેદનો વિચાર પણ ક્યાં વિના હવે એક મહાન સંયુક્ત મોરચે સંગઠિત થવું જોઇએ, અને દેશને અરાજકતા અને અવ્યવસ્થાની ગર્તામાં ધકેલાઈ જતો રોકવામાં ખભેખભા મિલાવીને કામ કરવું જોઇએ.'

જ. સુહરાવર્દી: 'મને લાગે છે કે પૃથ્વી રસાતાળ ગઈ છે. પીડિતોના ક્રોધને હવે કોણ સમાવશે? હવે તેમનાં આંસુ કોણ લૂંછશે? આપણી બધી મુશ્કેલીમાં આપણે તેમની સલાહ અને માર્ગદર્શન માટે દોડી જતા અને તેમણે કદી આપણને ના પાડી નહોતી.

હિંદ ! તું રડી લે, હૃદય ફાટે ત્યાં સુધી રડી લે ! સત્ય અને ન્યાય, માનવતા માટેનો ઊંડો પ્રેમ, ત્યજાયેલા માનવીઓ પ્રત્યે અગોચર સહાનુભૂતિ અને મિત્રતાને અજવાળતો પ્રકાશ બુઝાયો છે. આપણે તેમના ઉપદેશો હૃદય સુધી પહોંચાડીએ અને શોક અને નિરાશાની આ પળે તેમણે પોતાનું જીવન અર્પ્યું તે માનવજાત માટેના પ્રેમ અને શાંતિના એ મહાન ઉપદેશો વ્યવહારમાં ઉતારવા પ્રયાસ કરીએ. મને ખાતરી છે કે આપણે જે કરીએ છીએ તે તેઓ જુએ છે. હિંદુ–મુસ્લિમ ઐક્ય માટેનું તેમનું વહાલું સ્વપ્ન સિદ્ધ કરવા આપણે પ્રયત્ન કરીએ.

**શ્રી. મીરાંબહેન: (મીસ સ્લેડ):** 'મારા બે જ બેલી હતા, ઈશ્વર અને બાપુ. અને હવે તે બંને એક થયા છે.

મેં એ ખબર સાંભળ્યા ત્યારે મારા અંતરના ઊંડાણનાં આત્માને બંદીવાન રાખનારાં દ્વાર ઊઘડયાં અને બાપુના આત્માએ તેમાં પ્રવેશ કર્યો. તે ક્ષણથી શાશ્વતતાની નવી લાગણી મારી સાથે જડાઈ રહી છે.

પ્રિય બાપુ સદેહે આપણી સાથે નથી એ ખરું, પરંતુ એમનો પવિત્ર આત્મા તો આજે આપણી વધુ સમીપ છે. એક વખતે બાપુએ મને કહ્યું હતું કે, "આ દેહ નહીં હોય ત્યારે આપણે વિખૂટાં પડવાનાં નથી, ત્યારે હું તારી વધારે સમીપ હોઈશ. શરીર તો બાધારૂપ છે." એ શબ્દો મેં શ્રદ્ધાપૂર્વક સાંભળ્યા હતા. આજે અનુભવથી એ શબ્દોનું દૈવી સત્ય હું પામી છું.

શું થવાનું હતું તેની બાપુને જાણ હતી ખરી ? દિલ્હીથી ઋષીકેશ જવા હું નીકળવાની હતી તે પહેલાં ડિસેમ્બર માસની એક સાંજે મેં તેમને કહ્યું હતું કે, "બાપુ, માર્ચ માસમાં ગોશાળા બંધાઈ રહેશે અને બધું કામ સુવ્યવસ્થિત થઈ જશે ત્યારે ઉદ્ઘાટન

ક્રિયા કરવાને તથા હિંદની રંક અને દુઃખી ગાયને આશીર્વાદ આપવાને માટે સમય કાઢી શકો, એવો સંભવ છે ખરો?" બાપુએ જવાબ આપ્યો, "મારા આવવાનો ખ્યાલ રાખીશ નહીં"—અને પછીથી જાણે કંઈક પોતાની જાતને ઉદ્દેશીને બોલતા હોય તેમ તેમણે ઉમેર્યું, "મુડદાની ગણતરી કરવાથી શો લાભ?" એ શબ્દો એટલા ભયાનક હતા કે મેં તેની કોઈને વાત ન કરી અને ઈશ્વરની પ્રાર્થના સાથે તે મારા અંતરમાં સંઘરી રાખ્યા. ઉપવાસ થયો અને પાર પડયો. અને પેલા શબ્દોનું રહસ્ય તેની સાથે જ લુપ્ત થયું એવી મેં આશા સેવી હતી. પણ એ શબ્દો આગાહીરૂપ હતા અને એ આગાહી સાચી પડી.

એ વિધિનિર્મિત સંધ્યાકાળે હું ધ્યાનસ્થ બનીને ટટાર બેઠી હતી ત્યારે દુનિયાભરમાંથી પસાર થતો ગ્લાનિનો આંચકો મેં અનુભવ્યો. માનવજાતના ઉદ્ધાર માટે ફરીથી અવતારનું લોહી રેડાયું. અને એ ભીષણ પાતકના ત્રાસ અને બોજાથી ધરતી કકળી ઊઠી.

એ કંઈ એક વ્યક્તિનું પાપ નહીં પણ યુગે યુગે માનવજાતને આવરી લેતું પાપ છે અને એકમાત્ર ઈશ્વરના ભક્તોનું બલિદાન જ તેને બાળી શકે છે.

બાપુ આપણે માટે જે કામ મૂકતા ગયા છે તે પાર પડવાને માટે આપણે હવે આકાશપાતાળ એક કરવાં જોઈએ. બાપુ પ્રત્યેક સ્ત્રી, પુરુષ, બાળક એમ આપણ સૌને માટે જીવ્યા અને મર્યા. અવિરતપણે કાર્ય કરતા તે જીવ્યા અને આપણે દ્વેષ, લોભ, હિંસા અને અસત્યના બૂરા રસ્તા પરથી પાછાં વળીએ એટલા માટે તે શહીદ થયા. આપણે જો આપણા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું હોય તથા તેમના પવિત્ર ધ્યેયને આગળ ધપાવવામાં ફાળો આપવો હોય તો

હરેક પ્રકારના કોમવાદની ભાવના તેમ જ બીજી ઘણી વસ્તુઓ પણ જવી જોઈએ. કાળાં બજાર, લાંચરુશવત, પક્ષપાત, ઈર્ષા તેમ જ અસત્ય અને હિંસાનાં બીજાં અનેક સ્વરૂપો જવાં જોઇએ. આ બધાં સાથે દઢતાપૂર્વક અને મક્કમ હાથે કામ લેવું જોઇએ. બાપુ પ્રેમ અને કરુણાના સાગર હતા પણ અનિષ્ટ સામેની તેમની ઝુંબેશમાં તે કઠોર હતા. બાપુએ અંતરના અનિષ્ટ પર વિજય મેળવ્યો હતો. તેથી બહારનાં અનિષ્ટો સામે તે ઝઝૂમી શકતા હતા. આપણી સામે જે ઉચિત અને મહાભારત કાર્ય પડેલું છે તેને માટે લાયક બનવાને ઈશ્વર આપણને શુદ્ધ કરો.'

પતિયાળાના મહારાજા : 'હિંદના સહુથી મહાન નેતાને આપણી પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યા છે. અને આ ગાંડપણભર્યા કૃત્યે આખા દેશને શોક અને અંધકારમાં ઝબોળી દીધો છે. ગાંધીજી હવે આપણી પાસે નથી પરંતુ તેમનો આત્મા અને સંસ્મરણો હંમેશાં આપણને માર્ગદર્શન અને પ્રેરણા આપવા આપણી સાથે જ રહેશે. આપણા યુગના સહુથી મહાન માનવીની અમર યાદને હું અને મારી પ્રજા અંજલિ આપીએ છીએ.'

મહિસૂરના મહારાજા : 'મહાત્મા ગાંધીજીના દેહવિલયના બારે આઘાતજનક સમાચાર મેં દારુણ દુઃખપૂર્વક સાંભળ્યા છે. મને અને મારા કુટુંબને નીકટનું સ્વજન ગુમાવ્યા જેટલો શોક થાય છે. અત્યારના સમયમાં આપણા દેશ ઉપર આથી મોટી કઈ આફત ઉતરી શકે ? એ સંતની સલાહ અને ડહાપણભર્યું માર્ગદર્શન હવે આપણને મળશે નહિ અને તેનો લાભ મેળવી શકાશે નહિ. પરંતુ આ શહીદ–સંતે તો પોતાની પાછળ એક મહાન ફિલસૂફીનો અને જીવનના પદાર્થપાઠોનો એવો અણમૂલ વારસો મૂકયો છે કે જેને આપણે અનુસરવું જ રહ્યું. મહિસૂરના રાજકુટુંબને વખતો વખત એમની

સલાહના અને માર્ગદર્શનના આશીર્વાદ મેળવવાનું અમૂલ્ય ભાગ્ય સાંપડ્યું છે. રાષ્ટ્રના આ ભારે શોકના સમયે હું અને મારી પ્રજા મહાત્મા ગાંધીજીના આત્માને માનપૂર્વક અમારી નિવાપાંજલિ અર્પીએ છીએ.'

**ભોપાલના નવાબ :** 'મહાત્માજીના ખૂનના કરુણ સમાચારે આખા ભોપાળને ભારે શોકમાં ગરકાવ કરી દીધું છે. ગાંધીજીની નેતાગીરી અને માર્ગદર્શનની જ્યારે આપણને સહુથી વધુ જરૂર હતી, ત્યારે આપણા દેશને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે એ માટે અમે આખા દેશ સાથે શોક અનુભવીએ છીએ. એમનાં આત્માને અમર શાંતિ પ્રાપ્ત થાઓ. ગાંધીજીએ જીવનના છેલ્લા દિવસોમાં જે ભગીરથ કાર્ય માથે લીધું હતું અને જેને તેમણે પોતાનું આખું જીવન અર્પણ કરી દીધું હતું તે સેવાના ધ્યેયને આપણે સહુએ અપનાવી લેવું જોઈએ.'

**વડોદરા નરેશ :** 'દેશ જ્યારે ભારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે ત્યારે આપણા યુગની સહુથી મોટી આફત આપણી ઉપર તૂટી પડી છે. ગાંધીજીને ગુમાવીને આપણે આપણા જમાનાના સહુથી મહાન માનવી ગુમાવ્યા છે. એમને સહુથી સારી અંજલિ તો જે આદર્શો અને સિદ્ધાંતો માટે તેઓ જીવ્યા અને જે માટે તેમણે જીવન કુરબાન કર્યું એ અનુસાર જીવીએ એ જ હોઈ શકે.'

**મહિસૂરના દીવાન :** સર આર્કટ રામસ્વામિ મુદલિયારે કહ્યું: 'જે ભયાનક આફતે આપણને ઘેરી લીધા છે એ કરુણ ઘટનાનો આંચકો એટલો ઊંડો લાગ્યો છે કે લાગણી દર્શાવવાનું કે આ આફત કેવી ભયાનક છે તેનું સાચું મૂલ્યાંકન કરવાનું પણ શક્ય નથી. આપણે રાષ્ટ્રના પિતા ગુમાવી બેઠા છીએ અને એમનાં કુટુંબીજનને થાય તે કરતાંય વધુ વેદના આ ભૂમિનાં સંતાનોને થશે. મહાત્માજી

તો આપણી દુનિયામાં પ્રભુના નવા પયગંબર હતા–સંદેશવાહક હતા. આ શહીદ–સંત પોતાનું કરુણ અવસાન જે રીતે થયું તે દ્વારા પણ પોતાના જીવન દરમ્યાન દેશને આપેલા પાઠ ઉપર જ ભાર મૂકતા ગયા છે. જીવન દરમ્યાન મહાત્માજી આપણા ઉપર જે આશીર્વાદ સમાન હતા તેમના પ્રકાશને લાયક નીવડવા આપણે વિનમ્રતાપૂર્વક એમના જીવનોપદેશ અને ફિલસૂફીને અનુસરીએ.'

**શ્રી. કૃષ્ણામાચારી (જયપુર)** : 'મહાત્મા ગાંધીનું અવસાન એ હિંદ અને દુનિયા માટે એક ભારે આફત સમાન છે. એમની નાજુક કાયામાં આપણી માનવજાતના સર્વોચ્ચ આધ્યાત્મિક આદર્શો મૂર્તિમંત થયા હતા અને એમનો મહાન સંદેશ આપણને પ્રેરણાદાયક અને કરમાઈ જતી ભાવનાઓને ફરી પ્રફુલ્લિત કરનાર નીવડયો હતો, પરંતુ તેઓ હવે જોકે આપણી વચ્ચે નથી તોપણ સમગ્ર માનવજાતિની સેવામાં સમર્પણ કરેલા જીવનનું સંભારણું તો તેઓ આપણી પાસે મૂકતા જ ગયા છે, અને તેમનું અવસાન પણ તેમના સિદ્ધાંતો અને શિખામણો પ્રત્યે સચ્ચાઇભરી વફાદારી દાખવવા અને આપણા દેશને દુનિયામાંના એના સાચા સ્થાને ચઢાવવા માટે નિઃસ્વાર્થ સેવાભાવનાથી કાર્ય કરવા માટેના એક આહ્વાન રૂપ છે.'

જયપુર–ધારાસભા ખુલ્લી મૂકતાં તેમણે કહ્યું કે: 'મહાત્મા ગાંધીજી માત્ર શાંતિ અને ઐક્ય માટે જ જીવ્યા અને મર્યા છે અને આપણે જો તેમના એ આદર્શોને આપણું જીવન સમર્પણ કરીશું તો જ તેમને લાયક નીવડીશું. આપણી સ્વાધીનતાને સંગીન બનાવવાના મહાન કાર્ય માટે એમના પ્રાજ્ઞ માર્ગદર્શનની જ્યારે આપણને સહુથી વધારે જરૂર હતી ત્યારે આપણી વચ્ચેથી તેઓ ઝૂંટવાઈ ગયા તેથી બાકીની દુનિયા તેમજ હિંદ પણ એમની કદી ન પૂરી શકાય તેવી ખોટ અનુભવી રહ્યું છે. પરંતુ એમનું દૃષ્ટાંતરૂપ

જીવન હજી જીવંત છે અને તે આપણે માટે પ્રેરણા અને શક્તિના સ્વ-રૂપ બની રહો.'

ના૦ નિઝામ: વડાપ્રધાન પં. નહેરુ પરના તારમાં એમણે લખ્યું હતું કે: 'મહાત્મા ગાંધીજીનું ગોળાથી મૃત્યુ નીપજ્યું એ અતિશય દુ:ખદ સમાચાર છે. તેઓ સત્ય અને અહિંસાના મૂર્તિમંત સ્વરૂપ સમાન હતા અને એમના જ આત્મભોગોથી હિંદને આજે આઝાદી પ્રાપ્ત થઇ છે. હિંદુ-મુસ્લિમ એકતા ખાતર તેમણે પ્રાણ પાથર્યા. હિંદ અને દુનિયાના ઇતિહાસમાં એમના મહાન કાર્યો ચિર-સ્મરણીય રહેશે.'

સર તેજબહાદુર સપ્રુ: 'હમણાંવોમાં હમરાવ દિલના માણસ, સહુથી મહાન દેશભક્ત અને હિંદની સ્વાધીનતાના જનકે પોતાનું જીવન હિંદની એકતાની વેદી પર બલિદાન ધરી દીધું છે, જે કોંગ્રેસીઓ પાછળ રહ્યા છે તેઓ તેમને અને તેમની પ્રણાલિને હવે લાયક નીવડશે એવી હું આશા રાખું છું. આખાય દેશમાં વ્યાપક સંક્ષોભ પ્રસરી ગયો છે, પરંતુ હજીયે આપણે મહાત્મા ગાંધીજીએ પાડેલી પ્રણાલિ પ્રમાણે વર્તવા માંડીએ.'

શ્રી. એમ એ. માસ્ટર: 'માનવતાના ઉદ્ધાર અર્થે જીવન-ભર મથનાર એક મહાન સંત અને શાંતિ અને ન્યાયના એક જ્યોતિર્ધર, જે દુનિયાને શાંતિ, શુભેચ્છા અને બંધુપ્રેમના સૌંદર્ય અને ચિદાનંદનો ઉપદેશ આપતાં શહીદ થયા તેવા મહાત્મા ગાંધી-જીનું નામ બુદ્ધ અને ઇશુ ખ્રિસ્તનાં નામોની સાથે જ વિશ્વના ઉદ્ધા-રક તરીકે જ ઇતિહાસમાં નોંધાશે. તેઓ આપણા રાષ્ટ્રપિતા હતા. તેમણે જ આપણને નવી હિંમત અને નવું પૌરુષ આપ્યું. તેમણે જ આપણને સાચી સેવા અને ત્યાગના મહામંત્રની દીક્ષા આપી-પ્રેરણા આપી. માનવતાના પરમ સેવક તરીકે તેમનું સ્થાન યુગો સુધી

અદ્વિતીય જ રહેશે. આપણા દેશની આઝાદી મેળવનાર એક આગ્રહી અને શૂરવીર યોદ્ધા તરીકેનું એમનું સ્થાન કોઈ પૂરી શકે તેમ નથી. આપણા 'બાપુ' તરીકે જેને ઓળખતા એવા મહાત્મા તો દુનિયાની સર્વ પ્રજાઓના મિત્ર હતા અને માનવતા માટેનો તેમનો પ્રેમ કોઈ દેશ-દેશની સીમાઓને ઓળખતો જ નહોતો. મહાત્માજીએ દુનિયામાં હિંદનું નામ અમર કર્યું છે. તેઓ વિદાય થયા છે પણ પ્રજાનાં આભારવશ હૃદયોમાં તો તેઓ હંમેશ જીવંત રહેશે. આપ-ણામાં ડહાપણ આવે અને આપણે હિંદમાં ભાઈઓ-ભાઈઓની જેમ જીવીએ. આપણા આર્થિક ભાવિને ઘડવાની એવી દૃષ્ટિ આપણને પ્રાપ્ત થાય કે સામાન્ય માણસ પણ શાંતિ અને વિપુલતામાં જીવી શકે, એ આપણી પ્રાર્થના હો. તો જ આપણે આપણા બાપુએ આપણે માટે, દુનિયા માટે અને હજી હવે જન્મનારા જમાનાઓ માટે મૂકેલા જ્વલંત વારસાને આપણે લાયક નીવડીશું.'

## પીડાયેલાંના મિત્ર

ગાંધીજીની વિચારસૃષ્ટિના પ્રખર ભાષ્યકાર આશ્રમવાસી, શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ વર્ધાથી તા. ૧૩મી ફેબ્રુઆરીએ ' હરિજનબંધુ ' માટે ' શોકગ્રસ્ત સ્વજનોને ' એ શિર્ષક હેઠળનો મુખ્ય લેખ મોકલ્યો હતો. તેમાં બાપુને અપાયેલી એક સ્વજનની અંજલિનો ઉલ્લેખ કર્યો છે.

' પૂજ્ય બાપુજી આપણને છોડી ગયે આજે પંદર દિવસ થયા. એમનું શરીર અગ્નિવશ થયું, અને રહેલા અવશેષો દેશભરની અનેક નદીઓ અને ત્રણે દિશાઓના સમુદ્રોમાં વિસર્જન થયું. જેમને એમને પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ કદી મળ્યો નહોતો અને એ મળવાની આશા રહી નથી, જેમણે હજી સુધી રેડિયો ઉપર એમની વાણી સાંભળી નથી, નિરક્ષર હોવાથી જેમણે એમના લખાણો પણ વાંચ્યા નથી, માત્ર કર્ણપરંપરાથી જ જેમણે એમનાં નામ અને સંદેશ સાંભળ્યાં છે—એવા કરોડો લોકોએ જ્યાં જ્યાં એમને લગતા કાર્યક્રમો ગોઠવાયા તેમાં દૂર દૂરથી પહોંચી ભાગ લીધો. દુનિયાભરમાંથી જે અંજલિઓ બાપુને મળી, તેવી આજ સુધીના કોઈ પણ મહાપુરુષને તેમના જીવિતકાળ દરમ્યાન કે દેહાન્ત પછી તુરત મળી નથી. × × × × કેટલાયને એ અનાથના નાથ જેવા હતા, કેટલાયને બાપુ એક જ શરીરે મા અને બાપ બન્ને હતા.× × ×

આ પંદર દિવસની પ્રવૃત્તિઓએ માનવજીવનમાં બાપુના અસાધારણ સ્થાનનો પુરાવો રજૂ કર્યો.

બાપુનાં સ્વજનોમાં કોઈ એવું મૂઢ નથી કે જે સમજતું નથી કે, પ્રત્યક્ષ રીતે એને અંગત રીતે પડેલી ખોટ કોઈ રીતે પુરાઈ શકે એમ છે જ નહીં. બાપુની હૂંફ કોઈ એને આપી શકે એવા બીજા બાપુ એને માટે તો હવે નથી જ. બાપુનાં સરઘસ કાઢ્યાં, મૂર્તિ પર ફૂલ ચડાવ્યાં, ભસ્મ પૂજી, આરતી ઉતારી, કદાચ કોઈએ અસ્થિ કે ભસ્મ સંઘરી રાખીયે હોય, તોયે એ બધું મન–મનામણી જ છે. એથી બાપુની ઊણપ ઓછી થતી નથી. બાપુના સ્વજનોમાંથી કોઈ એવું અજ્ઞાન નથી કે જે સમજતું ન હોય કે આખરે તો ઈશ્વરનિષ્ઠા અને વિવેકમાંથી જ આશ્વાસન મેળવવાનું છે, તથા જે ઉદ્દેશો માટે બાપુ જીવ્યા અને જે માટે તેમણે પ્રાણ આપ્યો, તે ઉદ્દેશો સફળ કરવામાં પોતાનો ફાળો આપવો એ જ એ સ્નેહીઓને પોતાના જીવનની કૃતાર્થતા અનુભવવાનું અને ધીરજનું ખરું સાધન છે. બાપુનાં અસ્થિ સંઘરાય, ભસ્મ પૂજાય, મંદિરો બાંધી બાપુની મૂર્તિ પધરાવાય કે જાહેર સ્થાનોમાં બાવલાંઓ મુકાય અને સ્મારક–સ્તંભો ઊભા થાય, એમના વપરાશમાં આવેલા પદાર્થોને સ્નેહ અને આદરથી નીરખાય, એમના સમાધિસ્થાનની પ્રદક્ષિણા કરાય પણ જો દેશ–ધર્મ–ભાષા–જાતિ વગેરે નિમિત્તોથી જુદી જુદી દેખાતી પ્રજાઓ વચ્ચે ઐક્ય નિર્માણ ન થાય, જો પ્રજાનાં દારિદ્ર, રોગ, અજ્ઞાન, સામાજિક ભેદભાવ વ્યસનો વગેરેનો નાશ ન થાય, જો દૂરમાં દૂર અને અત્યંત પછાત સમાજમાં રહેનારા માનવ સુધી સ્વરાજ્યનો પ્રકાશ ન પહોંચે અને આ મારું રાજ્ય છે એવો એને અનુભવ ન થાય, તો આપણે સૌ સમજીએ છીએ કે એ બધાં સ્મારકો બાપુને કેવળ ઈંટ–પથ્થરમાં બાંધીને એમની ખરી વાતને દાટી દેવાનું કામ કરશે.

બાપુજીનાં સ્મારકો તો થશે. કૃતજ્ઞ પ્રજા એ ન કરે એ અશક્ય છે. એનો પ્રકાર ઠરાવવાનું આપણે મોટા નેતાઓને જ સોંપીએ. વિવેકથી જે સૂચવવા જેવું લાગે તે જણાવીએ, અને તેઓ માગે તેવી મદદ તેમને આપીએ. પણ બાપુના સ્નેહીજનોનો માર્ગ એથી વધારે આગળ જાય છે. તેઓ પોતાની ખરી શાંતિ બાપુ પાછળ ઝૂરી ઝૂરીને જીવન પૂરું કરવામાં ન માની શકે, તથા એમની પૂજા આરતી કરવા–વધારવામાં પણ ન માની શકે. પણ બાપુની જેમ જ કોઈ ને કોઈ દુઃખત્રસ્ત જીવને છાતીએ વળગાડી, પીડાયેલાંના મિત્ર બની, ન્યાય અને સત્ય માટે એકલે હાથે પણ સત્ય–અહિંસાપૂર્વક ઝૂઝી, પોતાનું જીવન ગાળીને મેળવી શકે. હવે આપણે કોઈએ શોકના સંગ્રહને જ ધર્મ કરી ન મૂકવો, અને ખેદનો નિઃશ્વાસ નાખવો એ જ કાર્યક્રમ ન થવા દેવો. પણ સૌએ બાપુનાં પ્રજાવિધાયક જનસેવાનાં કામો પર ચડી જવું.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# મુક્તાત્મા ગાંધી

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આખી જિંદગી સુધી વિવિધપ્રકારની ઉત્કટ તપશ્ચર્યા વડે હિંદુસ્તાનની સેવા કરી છે. પરંતુ એ સેવામંદિરના કળશરૂપ પોતના વીરોચિત મરણ વડે એમણે હિંદુસ્તાનની, હિંદુધર્મની, હિંદુસમાજની અને અખિલ માનવજાતિની પણ દિવ્ય સેવા કરી છે. જીવનનું પૂરેપૂરું મૂલ્ય ચૂકવી દીધા પછી મરણનું પણ પૂરેપૂરું મૂલ્ય ચૂકવી મહાત્મા હવે મુક્તાત્મા બન્યા છે. શરીર વડે જે કંઇ સેવા અને સાધના થઇ શકે તે જીવનના છેલ્લા શ્વાસ સુધી કરી એમણે પોતાનું શરીર 'હે રામ' એ મંત્ર ઉચ્ચારી ભગવાનનાં ચરણોમાં અર્પણ કર્યું અને ભગવાને એમના મહાન આત્માને દેહનાં બંધનોમાંથી છોડાવીને આખાયે વિશ્વમાં વિલીન થવા દીધો.

આજે આપણે શોક કરીએ છીએ પણ તે એમને માટે નહિ, આપણી જાતને માટે કરીએ છીએ. એમને તો પરમ શાન્તિ મળી છે. આજે એમનો વિજયોત્સવ છે. હવે તેઓ એકલા હિંદુસ્તાનના લોકોના જ નહિ, આખી દુનિયાના સજ્જનોના હૃદયમાં સ્થાપિત થયા છે. મહાત્મા ગાંધીના મૃત્યુનો દિવસ મુક્તાત્મા ગાંધીના જન્મનો દિવસ છે. શરીરને જ ઓળખનારા, શરીર એ જ ગાંધી છે એમ માનનારા હત્યારાએ એમની તપઃક્ષીણ કાયા આપણી પાસેથી પડાવી લીધી. પણ એથી એને શું મળ્યું? કશું નથી મળ્યું; અને કરી હશે તો આખીયે માનવજાતના તિરસ્કારની કમાણી કરી.

આ ખૂની તરફ અને એના જે કોઈ સાથી હોય તેમના તરફ પ્રજાનો રોષ ફાટી નીકળે એ તદ્દન કુદરતી છે. પણ, આવે સમયે, મહાન આત્માના મૃત્યુને સમયે આપણે પ્રસંગની ગંભીરતાને ડાઘ ન લગાડીએ. સ્વરાજ્ય સરકારના કાયદાઓનો અનાદર કરી આપણે જો હત્યારા દુરિજનોને આપણા પુણ્યપ્રકોપના પાત્રો બનાવીશું તો આપણા એ પુણ્યપ્રકોપને યે લાંછન લગાડીશું; તેને લજ્જિત કરીશું, અને આપણે હાથે મહાત્માજીના દિવ્ય બલિદાનનું અપમાન થશે. પાપીઓની બૂરી પ્રવૃત્તિઓને રોકવાનું સરકારનું પ્રાથમિક કર્તવ્ય છે. સરકાર એ ફરજ પૂરી કરશે, અને આપણી ફરજ એ છે કે પૂજ્ય બાપુજી અને આપણી વચ્ચે એવી કોઈ તુચ્છ વસ્તુને પેસવા ન દેઈએ.

આજે આપણે અંતર્મુખ થઈ આપણા હિસ્સામાંથી નજીવા સ્વાર્થો, મત્સર, કામી વૃત્તિ અને ક્રોધ વગેરે દોષો નિર્મૂળ કરીએ અને એ સ્વચ્છ હૃદયમંદિરમાં બાપુ ભગવાનની સ્થાપના કરીએ.

આખી દુનિયા આજે એક અસાધારણ સંતની વેદનાથી પીડાય છે. રાતદિવસ યુદ્ધનો જ વિચાર કરનારા નઠોર માનવ-શત્રુઓ પણ હવે ત્રીજા અને છેવટના વિશ્વયુદ્ધના ખ્યાલ માત્રથી ધ્રૂજવા લાગ્યા છે એવે વખતે એક બાજુથી હરેક રાષ્ટ્રના પ્રતિનિધિ યુદ્ધ ટાળવાની પૂરી કોશિશ કરી રહ્યા છે તો બીજી બાજુથી નિયતિના પ્રવાહમાં સપડાઈ એ જ સર્વવિનાશી યુદ્ધને પાસે ખેંચી રહ્યા છે. માનવજાતિ અને માનવહૃદયને બચાવવાનો એક જ રસ્તો છે અને તે રસ્તો ભગવાને પૂજ્ય બાપુજી દ્વારા નોઆખલીના ક્ષેત્રમાં સહુથી પ્રથમ પ્રગટ કર્યો છે. એ રસ્તો સમજવાની આપણે સહુ કોશિશ કરીએ અને તેની સાધનાને લાયક બનીએ. અને તેટલા સારુ વ્યક્તિગત તેમજ સામાજિક જીવન શુદ્ધ કરવાનાં કામમાં આજથી જ મંડી પડીએ.

કાકા કાલેલકર

# વિશ્વવિભૂતિને વિશ્વની અંજલિ

આધુનિક જગતના માનવેન્દ્ર મહાત્મા ગાંધીજીના અવસાનથી માત્ર હિંદજ નહિ પણ આખું જગત ચોંકી ઊઠયું હતું. દેશદેશમાં આઘાત અને દુઃખ ફેલાયાં હતાં. હજારો શહેરો અને ગામોમાં શોકસભાઓ ભરાઈ હતી. દુનિયાના ત્રેપન દેશો તરફથી હિંદના વડાપ્રધાન પર અથવા મહાત્માજીના પુત્ર શ્રી. દેવદાસ ગાંધી ઉપર સહાનુભૂતિના સંદેશાઓ આવ્યા હતા. એ સંદેશાઓમાંના લગભગ બધાજ સત્તાવાર એટલે સરકાર અથવા સરકાર પક્ષ તરફના હતા. એ ૫૩ દેશો નીચે પ્રમાણે છે.

૧ અમેરિકા—પ્રે. ટ્રુમેન, સર્વોચ્ચ અદાલતના વડા ન્યાયમૂર્તિ અને સેનેટર વાન્ડનબર્ગ.

૨ એબિસિનિયા—રાજા હેઈલે સીલાસી

૩ અફઘાનિસ્તાન—વડાપ્રધાન શાહમહમૂદ

૪ આર્જેન્ટાઇન—વડાપ્રધાન ડૉ. ઓઆર્સ

૫ આયર્લેન્ડ—માજી પ્રમુખ અને વડાપ્રધાન દ'વેલેરા

૬ ઑસ્ટ્રેલિયા—વડાપ્રધાન શ્રી. ચીફલી અને ડૉ. હર્બર્ટ ઈવાટ

૭ ઈરાક—રીજન્ટ અમીર અબ્દુલ ઈલ્લાહ અને વિદેશપ્રધાન

૮ ઈરાન—વડાપ્રધાન શ્રી. હલીમી

૯ ઈટાલી—ના. પોપ અને વિદેશમંત્રી કાઉન્ટ કારલો સ્ફોરઝા

૧૦ ઈન્ડોનેશિયા—પ્રમુખ ડૉ. સોકાર્નો, અને ગવર્નર જનરલ ડૉ. વાનમૂક

૧૧ ઇજિપ્ત—રાજા ફારૂક, વડાપ્રધાન નુકરાશીપાશા અને વફદપક્ષના પ્રમુખ અલ નહાસપાશા

૧૨ કેનેડા—વડાપ્રધાન શ્રી. મેકેન્ઝીકીંગ

૧૩ ક્યુબા—પ્રજાસત્તાકના પ્રમુખ

૧૪ કોલમ્બીઆ—પ્રજાસત્તાકના પ્રમુખ એરાના સ્રીના એનેઝ

૧૫ ચીન—જનરાલીસીમો અને માદામ ચાંગ-કાઈ-શેક અને વડાપ્રધાન ચાંગચુન

૧૬ ચીલી—પ્રજાસત્તાકના પ્રમુખ શ્રી. ગેબ્રાયલ

૧૭ જર્મની—અમેરિકન લશ્કરી ગવર્નર જનરલ કુમે અને શુમર

૧૮ જાપાન—શહેનશાહ હીરોહીટો અને વડાપ્રધાન તથા જનરલ મેકઆર્થર

૧૯ ઝેકોસ્લાવકીઆ—પ્રજાસત્તાકના પ્રમુખ ડૉ. એડવર્ડ બેનેસ

૨૦ ઝાંઝીબાર—બ્રિટિશ રીજન્ટ

૨૧ ગ્રીસ—નાયબ વડાપ્રધાન શ્રી સેલ્ડ્રીસ

૨૨ ડેન્માર્ક—વડાપ્રધાન હાન્સ હેડટોફટ

૨૩ તુર્કી—નેશનલ એસેમ્બ્લી અને કાઉન્સિલના પ્રમુખ

૨૪ તિબેટ—દલાઇ લામા અને રીજન્ટ

૨૫ દક્ષિણ આફ્રિકા—વડાપ્રધાન ફીલ્ડમાર્શલ સ્મટ્સ

૨૬ દક્ષિણ રહોડેશિયા—વડાપ્રધાન

૨૭ નેપાલ—નેપાલના મહારાજા

૨૮ નેધરલેન્ડઝ—વડાપ્રધાન મિ. બીલ

૨૯ નોર્વે—પ્રજાસત્તાકના પ્રમુખ અને વિદેશમંત્રી

૩૦ ન્યુઝીલેન્ડ—વડાપ્રધાન મિ. પીટર ફ્રેઝર

૩૧ પેલેસ્ટાઇન—યહૂદી જનરલ કાઉન્સિલના પ્રમુખ

૩૨ પોર્ટુગાલ—પ્રમુખ અને વડાપ્રધાન
૩૩ પોલાન્ડ—વિદેશમંત્રી
૩૪ ફ્રાન્સ—વડાપ્રધાન મો. સુમેન, વિદેશમંત્રી મોં. બીદોલ્ટ અને મોં. બ્લુમ
૩૫ ફીલીપીન—પ્રજાસત્તાકના પ્રમુખ
૩૬ ફીન્લેન્ડ—વડાપ્રધાન
૩૭ બ્રિટન—રાજા જ્યોર્જ, વડાપ્રધાન મિ. એટલી, ના. વડાપ્રધાન મિ. મોરીસન, વિદેશમંત્રી મિ. બેવીન, કેન્ટરબરીના આર્કબિશપ અને વિરોધ પક્ષના નેતા મિ. ચર્ચીલ
૩૮ બર્મા—પ્રજાસત્તાકના પ્રમુખ અને વડાપ્રધાન નખીન નુ
૩૯ બ્રાઝીલ—યુનોની છેલ્લી બેઠકના પ્રમુખ પ્રે. સ્વાલ અરડા અને વિદેશમંત્રી
૪૦ બગદાદ—બ્રિટિશ કોન્સલ અને વિદેશમંત્રી શ્રી હમદી પચાચી
૪૧ મોરોક્કો—સેક્રેટરી જનરલ મિ. અહમદ બલફ્રે
૪૨ યુગાન્ડા—ના. ગવર્નર
૪૩ લેબનોન—પ્રજાસત્તાકના પ્રમુખ
૪૪ લક્ષમ્બર્ગ—વિદેશખાતાના પ્રધાન
૪૫ સાન મેરીનો—વિદેશખાતાના પ્રધાન
૪૬ સીચીલીસ—ગવર્નર
૪૭ સોમાલીલેન્ડ—બ્રિટિશ રીજન્ટ; સુલતાન અમદી ધ્રલાકા
૪૮ સુદાન—ગવર્નર જનરલ
૪૯ સ્વીલેન્ડ—પ્રમુખ અને ડિરેક્ટર જનરલ
૫૦ સ્વીડન—વડાપ્રધાન
૫૧ સીરિયા—કાઉન્સિલના પ્રમુખ અને વિદેશમંત્રી
૫૨ સંયુક્ત રાષ્ટ્રસંઘ—સલામતિ કાઉન્સિલના પ્રમુખ મિ. લેજનરોવ, કા. ચ. મહામંત્રી મિ. લાયન, પ્રાધ્ધસ અને યુનેસ્કોના ડિરેક્ટર જનરલ.

૫૩ હાવાઈ—ફીઓના અને હાવાઈના પ્રિન્સ

આટલા દેશો તરફથી આવેલા સત્તાવાર ઠરાવો અને અંજલિઓ તથા વિશ્વવિભૂતિને વિશ્વભરમાંથી વિદેશની સરકારો, બ્રિટિશ રાજપુરુષો, અમેરિકન આગેવાનો અને પરદેશનાં અખબારોની જે વિશ્વવ્યાપી અંજલિઓ મળી છે તેમાંના અમુક નોંધપાત્ર સંદેશાઓ અને અંજલિઓ નીચે ઉતાર્યાં છે.

## વિદેશની સરકારો

**જનરલ મેક આર્થર (જાપાન):** આ પૂજ્ય માનવી ઉપર જે મૂર્ખતાભર્યો હુમલો થયો છે તેના જેવો આઘાતજનક એકે પ્રસંગ આધુનિક જગતના ઇતિહાસમાં બન્યો નથી. તેઓ હિંસાથી મૃત્યુ પામે તેના જેવો કાલવિપર્યાસ બીજો એકે નહિ હોય. આપણી સમજશક્તિમાં જ એ ઊતરતું નથી. ગાંધીજી પોતાના સમય કરતાં આગળ જોનારા એક દ્રષ્ટા હતા.

**શહેનશાહ હીરોહીટો (જાપાન):** આ એક મહાન શોકનાં ખબર છે.

**ટેસુ કતયામા (જાપાનના વડાપ્રધાન):** હિંદની આઝાદી માટે ગાંધીજીએ જે પ્રયાસ કર્યો તેને લીધે અને દુનિયામાં શાંતિ જાળવવા તેમણે આદરેલા પ્રયાસોને લીધે મને હમેશાં તેમને માટે પુષ્કળ માન હતું. ખાસ કરીને શાંતિદૂત સમા એ મહાન નેતા પાશવી બળનો ભોગ થઇ પડે એ ખરેખર કરુણ છે. પરંતુ મને આશા છે કે હિંદના એ મહાન નેતાની ઇચ્છા હિંદના લોકો પરિપૂર્ણ કરશે.

**સર રામરાવ (જાપાન ખાતેના હિંદી એલચી):** બુદ્ધ પછી હિંદે કોઇપણ મહાન નેતા ઉત્પન્ન કર્યા હોય તો તે ગાંધીજી હતા.

હિંદના લોકોમાં ઐક્ય સ્થાપવાના ધ્યેયને પરિપૂર્ણ કરવા જેટલું તેઓ જીવ્યા નહિ એ હિંદની એક કમનસીબી છે.

**જનરાલીસિમો અને માદામ ચાંગકાઇ શેક (ચીન):** મહાત્મા ગાંધીની હત્યાથી અમે અવાક બની ગયાં છીએ અને શોકમાં ગરકાવ થઇ ગયાં છીએ. અહિંસા દ્વારા શાંતિનું ધર્મયુદ્ધ લડનાર એ શાંત અને પવિત્ર યોદ્ધો હિંસાત્મક કૃત્યનો ભોગ બને એ ખરેખર આ દુનિયાની એક હૃદયવિદારક ઘટના છે.

**વાંગ શી-ચી (ચીનના પરદેશમંત્રી):** મહાત્મા ગાંધીના અવસાનના ખબર સાંભળી મારી સરકાર અને મને ભારે આઘાત લાગ્યો છે. તેમના જવાથી હિંદે એક પ્રેરણાદાયક નેતા ગુમાવ્યો છે અને દુનિયાએ એક મહાન શાંતિનો ગુરુ ગુમાવ્યો છે.

**થાકીન નુ (બ્રહ્મદેશના વડાપ્રધાન):** હિંદમાંથી આવેલા ભયાનક સમાચાર સાંભળી બ્રહ્મદેશની સરકાર અને પ્રજાને ઘણો જ આઘાત થયો છે. ગાંધીજીના મૃત્યુને અત્રે બ્રહ્મદેશની પણ એક ખોટ ગણવામાં આવે છે, અને આજે બ્રહ્મદેશને માટે પણ એક શોકદિન છે. બધી જાહેર ઑફિસો અને શાળાઓ બંધ છે. આપણી આ સમાન શોકની પળે બ્રહ્મદેશ હિંદના આ મહાન સંત અને નેતાની ન પૂરી શકાય એવી ખોટ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે.

**યુ ટીન ટૂટ (બ્રહ્મદેશના પરદેશમંત્રી):** મહાત્મા ગાંધીના અવસાનના સમાચારથી બ્રહ્મદેશના લોકો અને સરકારને ઘણો જ આઘાત લાગ્યો છે અને દુઃખ થયું છે. દરેક બ્રહ્મી મહાત્માજી તરફ માન અને પ્રશંસાભરી દૃષ્ટિથી જુએ છે, અને હિંદ સાથે બ્રહ્મદેશ પણ આ મહાન હિંદી નેતા અને સંતના અવસાનથી શોકમગ્ન થઇ ગયો છે.

બ્રહ્મદેશના યુનિયનના પ્રમુખ : મહાત્મા ગાંધીજીના અવસાનથી મને જે આઘાત લાગ્યો છે તે શબ્દો દ્વારા વર્ણવી શકાય એમ નથી. એક ખૂનીના હાથે દુનિયાના મહાન નેતાનું અવસાન થયું છે. આ શોકમય અને ન પૂરી શકાય એવા ખોટમાં હું હિંદીઓ તરફ સહાનુભૂતિ દર્શાવું છું.

ડૉ. મહમદ હાટા (ઇન્ડોનેશિયા રિપબ્લિકના ઉપ-પ્રમુખ): ગાંધીજીની ખોટ અમારી પોતાની હોય એટલું અમને દુઃખ થાય છે.

મિ. જોસફ ચીફ્લી (ઓસ્ટ્રેલીઆના વડાપ્રધાન): ઓસ્ટ્રેલીઆના લોકો અને સરકારે મિ. ગાંધીના કરુણ અવસાનના સમાચાર ઘણાજ આઘાત અને શોક સાથે સાંભળ્યા. મિ. ગાંધી ઓસ્ટ્રેલીઆ માં માનવનાના ઉપાસક અને શાંતિભર્યા માર્ગો માટે હમેશાં યાદ રહેશે. અમે હિંદી સરકાર અને લોકો તરફ પૂરેપૂરી સહાનુભૂતિ દર્શાવીએ છીએ.

રાજા ફારૂક (ઈજિપ્ત): પૂજ્ય મહાત્મા ગાંધીના કરુણ અવસાનના સમાચાર મેં ઘણા આઘાત સાથે સાંભળ્યા. તેમના સ્વદેશાભિમાન અને પરોપકારનો શાંતિભર્યા માર્ગે થયેલો વિજય આત્મબલિદાન અને વીરતાનો એક ઉત્તમ નમૂનો રહેશે.

કાઉન્ટ સ્ફોરઝા (ઈટાલીના પરદેશમંત્રી): ગાંધીજીનું ખૂન માનવીમાં પાશવતાના અંકુરો હજી રહ્યા છે એ બતાવે છે.

મો. જ્યોર્જ બીદોલ્ત (ફ્રાંસના પરદેશમંત્રી) : મહાત્મા ગાંધીના કરુણ અવસાનથી હિંદ જે રાષ્ટ્રીય શોકમાં ગરકાવ થઈ ગયું છે તેમાં હું મારી સહાનુભૂતિ દર્શાવું છું. તેમનું જીવન, કાર્ય અને પ્રેરણા માનવજાતને એક બક્ષિસ સમાન હતાં જે દુનિયા લાંબા વખત સુધી નહિ ભૂલે.

મો. મોરીસ શુમન (ફ્રાંસના વડાપ્રધાન) : મહાત્મા ગાંધીજી શું પોતાના જ વિજયનો ભોગ નથી થઈ પડયા ? હિંદની મુક્તિમાંથી શું હિંદનાં વિચ્છેદન અને આંતરિક વિગ્રહ નથી જન્મ્યાં ? પરંતુ તેમના છેલ્લા ઉપવાસથી તેમણે સાધેલી સિદ્ધિથી તેમનું લોહી એ ગેબી બનાવ સાધવામાં પણ સફળ થશે. અહિંસા ઉપર હિંસાએ મેળવેલો વિજય ઉપરછલ્લો અને ક્ષણિક જ હોય છે. આખરી શબ્દ તો મહાત્માનો જ હશે.

મો. લીઓં બ્લુમ (ફ્રાંસના માજી વડાપ્રધાન) મેં કદી મિ. ગાંધીને જોયા નથી. તેમની ભાષા પણ મને આવડતી નથી. તેમના દેશમાં મેં કદી પગ મૂકયો નથી અને તેમ છતાં મેં મારું પોતાનું જ કોઈ સ્વજન ગુમાવ્યું હોય એટલો શોક મને થાય છે. આ અસાધારણ માનવીના મૃત્યુથી આખી દુનિયા શોકમાં ગરકાવ થઈ ગઈ છે.

ડૉ. બીલ (હોલાંડના વડાપ્રધાન): તેમના દેશબાંધવોની સેવા માટેની મહાત્માની દાઝ કોઈ પણ અંગત ભોગ કરતાં વધુ મહાન હતી.

ડૉ. બેનેશ (ઝેકોસ્લોવેકિયાના પ્રમુખ): હિંદની આંઝાદીના પ્રતિનિધિસમા મહાત્મા ગાંધીજીના અવસાનથી હિંદને જે ખોટ સહન કરવી પડી છે તેમાં મારી ઊંડી સહાનુભૂતિ છે.

મિ. દ'વેલેરા (આયર્લેંડ) : તેના છેલ્લા તબક્કામાં સ્વાતંત્ર્ય માટેની આપણી ઝુંબેશ અને હિંદના સ્વાતંત્ર્યની ઝુંબેશ લગભગ સરખી હતી. અમે લોકો હિંદીઓને એક જ ધ્યેય માટે ઝઝુમતા ભાઈ સમાન ગણતા અને અમારી વચ્ચે શુભેચ્છાની ભાવના પ્રવર્તતી. હિંદના લોકોને આજે મોટી ખોટ પડી છે અને અમે આમાં તેમની સાથે છીએ. તેમણે એક એવો નેતા ગુમાવ્યો છે જેણે તેમને

આજનું સ્વાતંત્ર્ય અપાવ્યું છે. અમારી પ્રાર્થના છે કે તેમને પ્રિય એવી ભ્રાતૃભાવના તેમના બલિદાનથી હિંદના લોકોમાં ફેલાશે.

મિ. મેકેન્ઝી કીંગ (કેનેડા): હિંસાની વિરુદ્ધના પ્રચારમાં આટલી નિઃસ્વાર્થ રીતે અર્પાયેલા જીવનનો અંત હિંસાત્મક કૃત્યથી આવે એ ઘણું જ આઘાતજનક છે.

મિ. હાન્સ હેડટોફ્ટ (ડેન્માર્કના વડાપ્રધાન): હિન્દમાં શાંતિ સ્થાપવા માટે સમસ્ત જીવન સમર્પિત કર્યા બાદ તરત જ પાકટ વયે તેમના ઉપર આ ઘોર હત્યા કરવામાં આવી છે એ હકીકત જ સભ્ય દુનિયામાં ગવા યુધ્ધે લોકોના મનમાં જન્માવેલી પાશવવૃત્તિની એક સાબતી તરીકે લેખાશે.

મિ. નુકરાશી પાશા (ઇજિપ્તના વડાપ્રધાન): હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે પ્રયાસ કરતા હતા તે સમયે આ મહાન હિંદી નેતાનું જે અવસાન થયું છે તેનાથી દુનિયાની સાથે ઇજીપ્ત પણ શોકમાં ગરકાવ થઈ ગયું છે. તેઓ દુનિયાના એક મહાન નેતા હતા. કારણ કે તેમણે પોતાના દેશબાંધવોની ઉન્નતિ માટે જ પ્રયાસ કર્યા હતા.

આઝમપાશા (આરબ લીગના સેક્રેટરી-જનરલ): માનવતાની સામે આટલો બધો ભયંકર ગુનો કદી નથી થયો. દુનિયાએ ખરેખર એક મહાન નેતા ગુમાવ્યો છે.

નહાસપાશા (વફદી નેતા): એક સમૂહને માટે નહિ પણ સર્વને માટે તેમણે શાંતિનું કાર્ય કર્યું હતું. ગાંધીજીનું મૃત્યુ મહાન આદર્શોને એક ફટકાસમાન છે અને તેની અસર પાકિસ્તાન અને હિંદમાં જ નહિ, પણ આખી દુનિયામાં પહોંચશે.

જનરલ સ્મટસ (દક્ષિણ આફ્રિકાના વડાપ્રધાન): મિ.

ગાંધીના ખૂનના સમાચાર સાંભળી મને ઘણો શોક થયો છે અને મને ખાતરી છે કે સમસ્ત દુનિયામાં એ જ લાગણી પ્રવર્તશે.

ગાંધી મારા સમયના એક મહાન પુરુષ હતા અને ત્રીસ વર્ષથી ય વધુ લાંબા સમયના તેમની સાથેના પરિચયથી તેમના માટે મારું માન વધ્યું છે, જોકે અમારા બંનેના અભિપ્રાયો અને પદ્ધતિઓમાં ખૂબ જ અંતર હતું. મનુષ્યોમાં એક ઉત્તમ પુરુષ ચાલી ગયો છે અને આ ન પૂરી શકાય એવી ખોટમાં અમે હિંદ તરફ હમદર્દી દર્શાવીએ છીએ. તેમના કરુણ અવસાનથી હિંદમાં કોમવાદનો નાશ થાય એમ આપણે ઇચ્છીએ.

મિ કમીલ ચંદ્રચી (નેશનલ ડેમોક્રેટિક પાર્ટી, ઈરાકના નેતા): મહાત્મા ગાંધીના અવસાનથી મને આઘાત પહોંચ્યો છે. હું મહાત્મા ગાંધીજીને દુનિયામાં કદી ન જન્મ્યા હોય એવા મહાન પુરુષ ગણું છું. તેમનું અવસાન એ કેવળ હિંદને જ નહિ, પણ દુનિયાને એક ખોટ સમાન છે. હિંદે તેના ઇતિહાસનો એક મહાન ઘડવૈયો ગુમાવ્યો છે અને દુનિયાએ આસુરી તત્ત્વો સામે સતત જઘડનાર અને શાંતિ અર્થે આટલું બધું કરનાર એક મહાન મનુબાંધવ ગુમાવ્યો છે.

## બ્રિટિશ અંજલિ

રાજા જ્યોર્જ: મિ. ગાંધીના અવસાનથી મને અને રાણીને સખત આઘાત લાગ્યો છે. હિંદના લોકોને અને માનવજાતને આ ન પૂરી શકાય એવી ખોટ પડી છે. એમાં અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે.

મિ. કુલેમન્ટ એટલી: મહાત્મા ગાંધીના કરુણ અવસાનથી શાહી સરકારને ભારે આઘાત પહોંચ્યો છે. કોઈ પણ માણસે પોતાના દેશના ઇતિહાસમાં આટલો બધો મહાન ફાળો નહિ આપ્યો

હોય. તેમના લાંબા જીવન દરમિયાન તેમણે શાંતિ માટે પ્રયાસ કર્યો હતો અને હિંસાને વખોડી કાઢી હતી. દુનિયાના દરેક દેશમાં જીવનના કોઈ પણ ક્ષેત્રમાં અસંખ્ય માણસોને તેમની ખોટ સાલશે. અશાંતિ અને અસંતોષના આ યુગમાં તેમનું આધ્યાત્મિક અને નૈતિક નેતૃત્વ એક પ્રેરણાદાયી ઉદાહરણ હતું, અને આ મહાન ખોટમાં બ્રિટન પણ હિંદની સાથે જ છે. તેમના જીવનનાં છેલ્લાં વર્ષો દરમ્યાન તેમણે કોમી તિરસ્કારને અટકાવવા અને સામાન્ય હિત માટે બધા હિંદીઓમાં સહકારની વૃત્તિ જગાવવાનો તેમણે સફળતાપૂર્વક પ્રયાસ કર્યો હતો. બ્રિટિશ સરકારની એવી તીવ્ર ઇચ્છા છે કે બધા તેમના ઉદાહરણને અનુસરે અને શાંતિના માર્ગમાં તેમની નૈતિક અસર માર્ગદર્શન આપવાનું જારી રાખશે.

**મિ. બેવીન:** આ ભયંકર બનાવથી હિંદને અને સમસ્ત દુનિયાને જે ખોટ પડી છે તેનાથી અમારા મનમાં જે લાગણી છે તે શબ્દો દ્વારા વ્યક્ત થઈ શકે એમ નથી. અમે બધા મિ. ગાંધીના છેલ્લા પ્રયાસો પ્રશંસાપૂર્વક જોતા અને જ્યારે આ સમાચાર આવ્યા ત્યારે અમને સખત આઘાત લાગ્યો. તમને અને તમારા દેશમાં આનો શો અર્થ થાય એ અમે સારી રીતે સમજીએ છીએ. જે શાંતિ માટે તેઓ ઝંખતા હતા તે શાંતિ હિંદને મળે એવી અમારી તીવ્ર ઇચ્છા છે.

**સર સ્ટેફર્ડ ક્રીપ્સ:** મહાત્મા ગાંધીની હત્યા એ હિંદ અને દુનિયા માટે ભારે કરુણતાનો પ્રસંગ છે. હિંદને આઝાદી મળ્યા પછીના અશાંત વાતાવરણમાં તેમણે શાંતિ માટે બહુ જ સચોટ અસર ઉપજાવી હતી અને આ કટોકટીના સમયે તેમના જેવા દૃઢ અને શાંત વ્યક્તિત્વવાળા પુરુષના ચાલી જવાથી દુનિયાનાં કષ્ટોનો શાંત રીતે અંત લાવવાની ઇચ્છા રાખતા સર્વ કોઇને ભારે આઘાત લાગશે. તેમના મિત્રોને તો આ ખોટ ઘણી જ સાલશે. અહિંસામાં

તેમની શ્રદ્ધા કેવળ શબ્દોમાં જ નહિ, પણ કાર્યમાં પણ અને પોતાના સમસ્ત જીવનમાં આપેલા આત્મભોગમાં વ્યક્ત થતી હતી. આપણા સમયમાં તેમના જેવો આધ્યાત્મિક નેતા બીજો એકે થયો નથી. તેમની માફક આધ્યાત્મિક મૂલ્યાંકનોમાં શ્રદ્ધા ધરાવનાર હરકોઈને તેમના મૃત્યુથી નિરાશા મળશે અને તે પાછો પડશે.

**લોર્ડ એડિસન :** મિ. ગાંધીના અવસાનથી મને ઘણું દુઃખ થયું છે અને આ કરુણ બનાવથી મને ઘણો શોક થયો છે. આખી દુનિયાને જેઓ ઉદાહરણરૂપ હતા તેવા એક મહાન નેતાના અવસાનને અમે પણ રડીએ છીએ.

**મિ. હરબર્ટ મોરિસન :** આ એક ભયંકર સમાચાર છે અને એક મહાન અને નોંધપાત્ર મનુષ્યનાં જીવનનો આ રીતે કરુણ અંત આવ્યો છે.

**મિ. એમરી :** કોઈ પણ પક્ષના ભેદભાવ વગર દરેક અંગ્રેજને આ સમાચાર સાંભળી ઘણો આઘાત થયો હશે. જે માણસે પોતાના આખાય જીવન દરમ્યાન કોમી એકતાનો ઉપદેશ કર્યો તે માણસ પોતે જ કોમવાદના ઝેરનો ભોગ થઈ પડે એ ખ્યાલ જ ઘણો કરુણ છે.

હિંદના ઇતિહાસમાં તેમણે આપેલા ફાળાનું અને એંગ્લો-ઇન્ડિયન સંબંધો જાળવવામાં તેમણે આપેલા ફાળાનું કેવળ ઇતિહાસ જ મૂલ્યાંકન કરશે. હિંદમાં બ્રિટિશ હકૂમતનો અંત આણવામાં તેમના જેટલો ફાળો કોઈએ નથી આપ્યો.

દુનિયાના ઇતિહાસના એક મહાન પ્રકરણને અંતે તેમનું મૃત્યુ થયું છે. હિંદમાં તો તેમના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ કરનાર તરીકે જ તેમને ઓળખવામાં આવશે. આ પ્રકરણ શરૂમાં

તો ખૂબ અવ્યવસ્થિત છે. છતાં આપણે આશા રાખીએ કે તેમાંથી હિંદની શાંતિ, એકતા અને વિકાસ જન્મશે.

લોર્ડ લીન્લીથગો: ખૂનીના ક્રૂર હાથે જે કાર્ય પાર પાડયું છે તે ખુદ કુદરતે જ થોડા સમયમાં કર્યું હોત. મિ. ગાંધીના અવસાનથી હિંદ હવે પહેલાંના જેવું તો નહિ રહે, પણ તેનું ભાવિ કેવું હશે તેની કોઈ આગાહી કરી શકે એમ નથી.

સર હાર્ટી સોક્રોસ: આ સદીના સૌથી નોંધપાત્ર એવા મનુષ્ય ઉપર આ અવિચારી રીતે થયેલી હત્યાથી મને ઘણો આઘાત લાગ્યો છે. આપણે આશા રાખીએ કે તેમના કરુણ અવસાનથી હિંદની જુદી જુદી કોમો વચ્ચે વધુ સમજશક્તિ ફેલાશે અને તેઓ એકબીજાના વધુ સંપર્કમાં આવશે, કારણ પોતાના મહાન જીવન દરમિયાન તેમણે આની પાછળ જ પોતાની જાત સમર્પિત કરી હતી.

લોર્ડ પેથિક લોરેન્સ (માજી હિંદી વજીર): ગાંધીજીને બધા પુષ્કળ ચાહતા. તેમના મૃત્યુ ઉપર કેટલાય લોકો શોક કરશે. તેઓ સ્થૂળ દેહે આપણી પાસે નથી, પણ તેમનો આત્મા હજુ આપણી સાથે જ છે. સ્ત્રી–પુરુષોનાં હૈયાં અને મન ઉપર તેમણે એવો તો કયો કાબૂ મેળવ્યો હતો! મારા અભિપ્રાય મુજબ તો તેમનો જન્મ, વ્યક્તિત્વ, બુદ્ધિકૌશલ્યના અધિકારની રૂએ તેમને જે હક્કો મળ્યા હતા તે તેમણે સ્વેચ્છાએ જતા કર્યા હતા, અને એક સામાન્ય માણસના જેવું જ જીવન ગાળ્યું હતું.

યુવાન વયમાં જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકામાં હતા અને તે દેશમાં પોતાના દેશબાંધવો તરફ રાખવામાં આવતા વલણ સામે ઝઝુમ્યા, ત્યારે અસહકાર માટે એક સાધારણ માણસને જે સજા થાય તે તેમણે ભોગવી હતી. હિંદમા બ્રિટિશરો સાથે અસહકારની ચળવળ આદરી ત્યારે તેમણે પોતે જ પહેલાં જેલમાં જવાનો આગ્રહ

રાખ્યો. પાશ્ચાત્ય ઉદ્યોગીકરણને જ્યારે તેમણે તિલાંજલિ આપવાનું નક્કી કર્યું, જ્યારે તેમણે ઘરમાં એક ચરખો ઊભો કર્યો અને રોજ પોતાના હાથે તે ચલાવવાનું શરૂ કર્યું, જ્યારે તેમણે ઘરમાં આંતરિક ઝઘડાઓ મીટાવવાનું નક્કી કર્યું, ત્યારે તેમણે પોતાના જ જાત-ભાઇઓએ કરેલી ભૂલના પશ્ચાત્તાપ રૂપે તેમણે ઉપવાસ શરૂ કર્યા.

એક સાધારણ માનવી હોવા ઉપરાંત તેમણે કદી બીજો દાવો કર્યો નથી. પોતાની ભૂલો તેઓ સ્વીકારતા અને કબૂલ કરતા કે પોતાની ભૂલોથી જ તેમને ઘણું શીખવાનું મળ્યું છે. તેઓ એક વિશ્વબંધુ, વિશ્વપ્રેમી હતા. ગરીબ, નિર્બળ, અને પીડિત માનવીઓના તેઓ સાચા મિત્ર હતા. આપણે તેમના આત્માને અંજલિ આપીએ– કેવળ શબ્દો દ્વારા જ નહિ પણ સત્યની શોધમાં, દેશબાંધવોના પ્રેમમાં અને રાષ્ટ્રોના ઘા રૂઝવવામાં તેમણે જે રીતે પોતાનું જીવન અર્પણ કર્યું હતું તેજ રીતે આપણાં પોતાનાં જીવન અર્પણ કરીએ.

**લોર્ડ હેલીફેક્સ**: મિ. ગાંધીનું ખૂન એ હિંદને માટે એક કરુણ બનાવ છે અને જે ઉદ્દેશને માટે તેઓ પોતાનું જીવન આપવા તૈયાર હતા તે ઉદ્દેશને માટે પણ આ એક કરુણ બનાવ છે. હિંદની તેમના જેટલા ઉત્સાહથી કોઇએ સેવા નથી કરી. હિંદમાંના અને અન્યત્ર વસેલા તેમના મિત્રોને એક જ આશા છે, કે તેમના કરુણ અવસાનથી તેમના દેશવાસીઓના મનમાં સમજશક્તિ આવે અને તેમણે જે ઉપદેશો આપ્યા અને પાળ્યા તેને અનુસરવાનો પ્રયાસ કરે. પોતાની પેઢીના માણસોની વિચારસરણી ઉપર પોતાના ચારિત્ર્યથી અને ઉદાહરણથી આટલો બધો પ્રભાવ પાડનારી ઇતિહાસમાં બહુ જ જૂજ વ્યક્તિઓ હશે.

**મિ. ક્લેમન્ટ ડેવીસ**: આ શોકજનક ઘટનાના બે પરિણામો હોઇ શકે: કાંતો લોકોમાં એટલી બધી તિરસ્કારની લાગણી પ્રવર્તશે

જેનો વિચાર કરવાનું અશક્ય છે અથવા તો પોતાની ઇર્ષ્યા અને ઝઘડાઓનો આટલો બધો કરુણ અંજામ આવેલો જોઈ લોકોમાં શાંતિની ભાવના પ્રસરશે.

લોર્ડ વેન્સીટાર્ટ: મિ. ગાંધીનું મૃત્યુ આમેય કરુણ તો છે જ. પણ આપણી આધુનિક સંસ્કૃતિ ઉપર એ એક કમનસીબ ટીકારૂપ છે. આપણા સમયમાં એક સંતનું જીવન પણ નિર્ભય નથી. બે વિશ્વયુદ્ધોના પરિણામની આ અસર છે.

**મિ. સોરેન્સન:** મને ચોક્કસ ખાતરી છે કે તેઓ પોતે જ એમ નહિ ઇચ્છે કે જેઓ તેમને પરિચિત હતા અને જાણતા હતા તેઓ વેર લે કે તેમના આ રીતે થયેલા અવસાનથી ગુસ્સે ભરાય. તેમના જીવનમાં તેમણે શાશ્વત મૂલ્યો જ અપનાવ્યા હતા. કેવળ હિંદ ઉપર જ નહિ પણ આપણા આધુનિક યુગ ઉપર તેમણે પાડેલા પ્રભાવની ગણતરી થઈ શકે એમ નથી. આપણે તેમના દરેક અભિપ્રાય સાથે સંમત થઈએ કે ના થઈએ પણ આપણે સદાય તેમના ઋણી રહીશું.

**મિ. એ. વી. એલેક્ઝાંડર:** આ સદીના ઈતિહાસમાં થયેલી થોડી જ મહાન વ્યક્તિઓમાં ગાંધીજીનું સ્થાન હશે. બળનો ઉપયોગ કરવા માટે નહિ પણ તેમના સિદ્ધાંતો, અહિંસામાં તેમની દૃઢ માન્યતા અને તેમના દેશભાઈઓમાં એકતા માટે આદરેલા પ્રયાસો માટે ઈતિહાસમાં તેમનું સ્થાન આગળ પડતું હશે.

**મિ. હોરેસ એલેકઝાન્ડર:** આપણે જ્યારે આ યુગના ઈતિહાસને એના સાચા દૃષ્ટિકોણથી જોઈશું ત્યારે, હું માનું છું કે, મહાત્મા ગાંધીજી જ એના સાચા મહાન અર્થમાં હિંદના સાચામાં સાચા મિત્ર, સહુથી વફાદાર મિત્ર હતા. જેમણે અંગ્રેજોને વાસ્તવિક સ્થિતિ જોવામાં અને અનિષ્ઠ નીતિમાંથી મોઢું ફેરવી લેવામાં મદદ

કરી એમ જરૂર જોઇ શકાશે. ગાંધીજીના દીર્ઘ જીવનમાં કેટલાં બધાં અંગ્રેજ સ્ત્રીપુરુષોએ તેમના સંખ્યાબંધ મિત્રોમાં ગણના પામવાનું સદ્ભાગ્ય માણ્યું છે! દક્ષિણ આફ્રિકાના શરૂના દિવસોમાં જ્યારે હેનરી પોલાર્ક અને બીજાઓએ તેમની સત્યાગ્રહની ચળવળમાં સાથ આપ્યો ત્યારથી એમના લાંબા જીવનકાળ દરમ્યાન સી. સી. એફ. એન્ડ્રુઝ સાથેની એમની નિકટની મિત્રતા સુધી, અરે તેમના જીવનના અંત સુધી તેઓ અંગ્રેજ મિત્રોથી જ વીંટળાયેલા રહ્યા હતા. છેલ્લા અઠવાડિયાંમાં તો તેઓ બિરલા હાઉસમાં એક અંગ્રેજ મિત્રની સારવાર કરી રહ્યા હતા!

બ્રિટિશ સત્તા સાથેની તેમની લાંબી લડતે તેમને અંગ્રેજ પ્રજાથી કદી વિમુખ બનાવ્યા નથી. કેટલાક વાઇસરોયો અને બ્રિટિશ રાજકર્તાઓને તો તેઓ પોતાના મિત્રોમાં ગણાવતા; એટલું જ નહિ, પણ તેમના નિકટના મિત્રોમાં, તેમની પાસે પોતાના કેટલાય પ્રશ્નો અને મુશ્કેલીઓ લઇને દોડી જનારાઓમાં, અને જેઓ તેમને 'બાપુ' કહેવામાં આનંદ પામતા તેવાઓમાં પણ કંઈ અંગ્રેજ સ્ત્રીપુરુષો ઓછાં નહોતાં.

ડૉ. હેનરી વિલ્સન (ચેમ્સફર્ડના બિશપ): માનવ ઇતિહાસમાં અદ્યાપિપર્યન્ત થઇ ગયેલા ત્રણ કે ચાર મહાન માનવેન્દ્રોમાં ભાવિ પેઢીઓ આ ભારેમાં ભારે અદ્ભુત પુરુષની જરૂર ગણના કરશે એવી હું આગાહી કરું છું. આ વિચિત્ર નાના શાણા માણસ પાસે એક એવી અદશ્ય શક્તિ હતી; કે જેની સામે તમામ પાર્થિવ શક્તિનો પરાજય થતો હતો. જે હિંદી સંતે જગતને મહાન સંદેશ આપ્યો છે અને જેની હિચકારી હત્યા થઇ છે તેણે ખ્રિસ્તી મન અને ખ્રિસ્તી હૃદય ઉપર એવી છાપ અંકિત કરી છે કે જે કદી પણ ભૂસાવાની નથી. માત્ર આટલું જ આપણે હિંદને કહ્યું હોત તો

આપણી અને હિંદી પ્રજા વચ્ચેની શુભેચ્છાની લાગણીઓ ગાઢતર કરવામાં તેથી ભારે મદદ થઈ હોત.

**ડૉ. હર્બર્ટ ઈવાટ (ઓસ્ટ્રેલિયા):** આખી દુનિયાના તમામ વર્ગો અને ધર્મોના માનવીઓ મહાત્મા ગાંધીજીના અવસાનથી શોક દર્શાવી રહ્યા છે. તમામ ઓસ્ટ્રેલિયનોને પણ એ કરુણ મૃત્યુના સમાચાર જાણીને ભારે આઘાત અને દુઃખ થયાં છે. આધુનિક હિંદના ઘડતરમાં અને હિંદના સ્વાતંત્ર્યમાં પરિણમેલી રાષ્ટ્રિય અભિમાનની લાગણીનો વિકાસ સાધવામાં મહાત્મા ગાંધીનો એમની નિઃસ્વાર્થ સેવાના સુદીર્ઘ જીવન દરમ્યાનનો ફાળો એટલો બધો સુવિદિત છે કે તેનું પુનઃસ્મરણ કરવાની જરૂર નથી. પીડિત માનવતાના અને ખાસ કરીને દલિત વર્ગોના ઉદ્ધાર માટેના અથાક પ્રયત્નો એ કરોડો માનવીઓ પરના તેમના પ્રભાવના રહસ્યનો એક અંશ જ છે. આજની કટોકટીની ઘડીએ એમની ખોટ ઘણી વધારે સાલશે. આખાય જીવન દરમ્યાન એમણે માનવસંબંધોમાંથી હિંસાને દૂર કરી નાખવા આગ્રહી અને અણનમ પ્રયત્નો કર્યા અને તેમના છેલ્લા ઉપવાસ એ આ દિશામાં જ એક અજોડ ફાળો ગણાય તેવા હતા. ઓસ્ટ્રેલિયાની પ્રજા ખરા હૃદયથી ઇચ્છે છે કે મહાત્મા ગાંધીજીનું અવસાન નિરર્થક નહિ નીવડે અને હવે હિંદમાં આ કરુણ મૃત્યુથી જ કોમી મનમેળ અને એકતા પાછાં સ્થાપિત થશે, એટલું જ નહિ પણ તેમનું દૃષ્ટાંત તમામ રાષ્ટ્રો અને પ્રજાઓ વચ્ચે સુલેહના દુનિયાના સર્વપ્રથમ ધ્યેયની સિદ્ધિમાં બળ પૂરશે.

## અમેરિકન અંજલિ.

**પ્રેસિડેન્ટ ટ્રુમેન:** ગાંધીજી એક મહાન હિંદી નેતા જ નહિ પણ એક આંતરરાષ્ટ્રીય નેતા હતા. તેમના ઉપદેશો અને કાર્યોએ કરોડો મનુષ્યો ઉપર અસર ઉપજાવી હતી. હિંદમાં લોકો

તેમના તરફ પૂજ્ય ભાવથી જુએ છે અને તેમનો પ્રભાવ રાજદ્વારી ક્ષેત્રમાં જ નહિ, પણ આધ્યાત્મિક જગતમાં પણ જબરો હતો.

તેઓ જે આદર્શો માટે ઝઝૂમ્યા તે આદર્શોની પૂર્ણ સિદ્ધિ જોવા તેઓ જીવ્યા નહિ એ એક કમનસીબ હકીકત છે, પરંતુ તેમનું જીવન અને કાર્ય આવતા કેટલાંય વર્ષો સુધી તેમનું શ્રેષ્ઠ સ્મારક રહેશે. મને ખાતરી છે કે પોતાના દેશભાઈઓની સ્થિતિ સુધારવા તેમણે ચલાવેલી નિઃસ્વાર્થ ઝુંબેશનો હિંદી નેતાઓ દાખલો લેશે. ઘણાખરા હિંદી નેતાઓ તો તેમના શિષ્યો જ છે.

મહાત્માજીને પ્રિય અને બંધુત્વ એવા શાંતિના આદર્શો તરફ વધુ જોમથી કામ કરવાની કેવળ હિંદના લોકોને જ નહિ પણ સમસ્ત માનવજાતને તેમના બલિદાનથી પ્રેરણા મળશે.

ગુરુ અને નેતા તરીકે તેમની અસર માત્ર હિંદમાં જ નહિ પણ સમસ્ત જગતમાં ફેલાયેલી હતી. તેમના મૃત્યુથી સર્વ શાંતિ ચાહક લોકોને ખેદ થયો છે. બંધુત્વ અને શાંતિના હેતુની સિદ્ધિમાં માનવસમુદાયમાંના એક વધુ વિરાટ પુરુષે આત્મવિસર્જન કર્યું છે. હું જાણું છું કે એશિયાના લોકો મહાત્માજીએ જે કાર્ય પાછળ પોતાના જીવનની આહુતિ આપી છે તે કાર્યને પાર પાડવાને આ કરુણ બનાવથી ઉત્તેજિત બનીને કૃતનિશ્ચયી બનશે.

**મિ. માર્શલ (પરદેશમંત્રી)**: મહાત્મા ગાંધીના અવસાનના દુઃખદ સમાચારથી સંયુક્ત રાષ્ટ્રોને ઘણો આઘાત થયો છે અને હિંદને માથે આવી પડેલી આ આફતમાં તે પૂરી હમદર્દી દર્શાવે છે. મતાંતરક્ષમા અને બંધુત્વની ભાવના પાછળ પોતાની શ્રદ્ધામાં મહાત્માજી સમસ્ત માનવજાત તરફથી બોલનારી જૂજ વ્યક્તિઓમાંના એક હતા. આ દેશમાં તેમના અવસાનથી જે શોકની

લાગણી પ્રસરી છે તે ઉપરથી જ હિંદ અને યુ. એસ. એ. ના લોકો વચ્ચે સંબંધની કેટલી સુંદર સાંકળ હતી તેની પ્રતીતિ થાય છે.

**મિસિસ રૂઝવેલ્ટ** : મહાત્મા ગાંધીજીનું અવસાન એ હિંદને માટે એક મોટો ફટકો છે, ખાસ કરીને આજે જ્યારે તેના સમક્ષ આટલી બધી મુશ્કેલીઓ આવીને ખડી છે ત્યારે તો તેમનું અવસાન મોટા ફટકા સમાન થઇ પડશે. મહાત્માજીમાં મહાન આધ્યાત્મિક શક્તિઓ હતી એ તો નિઃશક છે અને આપણે એક જ આશા રાખીએ કે હિંદના લોકો તેમની સાથે સંમત ન હોવા છતાં તેમના પ્રભાવની હિંદના લોકો ઉપર જબરી અસર પડશે. દુનિયાને પણ આમાંથી ઘણું શીખવાનું રહે છે અને આપણે આશા રાખીએ કે હિંસાથી થયેલા તેમના મૃત્યુને લીધે લોકો હિંસાથી વિમુખ થઈ જશે.

**શ્રીમતી પર્લ બક** : હિંસાથી થયેલા ગાંધીજીના અવસાનને હિંદની કીર્તિને જ નહિ પણ મનુષ્યની સ્વાતંત્ર્યની ઝુંબેશને સખત ફટકો પડશે. આ આદર્શના વિરોધીઓ આજે ખુશ થતા હશે, જ્યારે બીજાઓ માનવજાતના ઇતિહાસની એક મહાન વ્યક્તિનું અવસાન થતાં આંસુ સારી રહ્યા છે.

ગાંધીજી જે સિદ્ધાંતો માટે મૃત્યુને ભેટયા તે સિદ્ધાંતો પાર પાડવાની જવાબદારી હવે હિંદને માથે છે. આપણને પંડિત નહેરુ માટે ઘણી આશા છે. હિંદમાં કાળા આકાશમાં કેવળ તેઓ જ ઊભા રહેલા જણાય છે. નહેરુ વગર હિંદ શું કરી શકે એમ છે? પોતાના હિત માટે જ હિંદે નહેરુને ટેકો આપવો જોઇએ. તેમની જગ્યા આજે લઇ શકે એવું કોઈ નથી

ગાંધીજીના છેલ્લા ઉપવાસથી તેમની કીર્તિ ઘણી વધી ગઈ હતી, અને તેમની આધ્યાત્મિક ખ્યાતિ અને હિંદની ખ્યાતિ.

યુ. એસ. એસ.માં ઘણી વધી હતી. ગાંધીજીનું અવસાન એક અણીને સમયે થયું છે અને એક શહીદ તરફ બધા પૂજ્યભાવથી જુએ છે.

**રેવરન્ડ ડૉ. જ્હૉન હોમ્સ : (ન્યૂયૉર્ક કોમ્યુનિટી ચર્ચ) :** ' ગાંધીજીના સ્વર્ગવાસથી માનવજાતની માન્યતા એકાએક પ્રગટ થઈ કે તેઓ સર્વ યુગના એક દૈવી આત્મા હતા. અને માનવીઓમાં શ્રેષ્ઠ એવા આ પુરુષના પ્રાદુર્ભાવથી આપણો આ યુગ યશસ્વી બન્યો છે. અમેરિકન અખબારોએ હત્યાના આ સમાચારને ભારે અદ્ભુત રીતે ચમકાવ્યા હતા અને લખ્યું હતું કે બ્રિટિશ શાસનમાંથી હિંદને મુક્તિ અપાવવાના સંગ્રામની આગેવાની જ્યારે તેઓ આટલે બધે જીવને જોખમે કરી રહ્યા હતા ત્યારે ગાંધીજી માટે કદાચ આવું જ કંઇક નિર્માયું હતું. આ સમાચારથી મને જે વેદના અને આઘાત થયાં છે તે હું કદીય ભૂલી શકું તેમ નથી, અને હજુય હું એનાથી ભયંકર રીતે થરથર ધ્રૂજી રહ્યો છું.

અખબારો, રેડિયો અને પ્રચારનાં બીજાં સાધનો દ્વારા ગાંધીજીના સ્વર્ગવાસનાં સમાચાર જે રીતે વહેતા થયા તે રીત કરતાં વધારે ભારે કોઈ ચમત્કૃતિ મેં કદી જોઈ નથી. દિવસોના દિવસો સુધી ' ગાંધી ' અને ' હત્યા ' સિવાય બીજા કશાનીય કશી વિસાત રહી નહોતી. એમને નિવાપાંજલિઓ તો હૃદયના ઠેઠ અંતરના ઊંડાણને પણ હલાવી નાખે એવી હતી. માનવોમાં મહાન અને શ્રેષ્ઠ એવા એ માનવેન્દ્રને માટે બધી વંદના જ વંદના અને તેમની યશોજ્જવળતાનો જયજયકાર બધે જ હતો.

દેશને સ્વતંત્ર કરવાના સંગ્રામમાં તેઓ આટલા બધા જીવ-સટોસટ જોખમે નેતૃત્વ લઇ રહ્યા હતા ત્યારે તે પછી આ બધાને લીધે કંઇક શુદ્ધ અને શુભ તેમને ભાગ્યે આવી મળ્યું હોત તો કેવું સારું થાત એવી મનોભાવના અને મારા શોકની તીવ્રતા

વખતે થઇ આવી. પરંતુ આખરે તો ગાંધીજીનું જીવન સંપૂર્ણ સર્વમાન્યતાને અને જયજયકારને જ વર્યું છે એવા વિચારમાંય અગાધ આશ્વાસન સાંપડયું.

'ન્યૂયોર્ક ટાઇમ્સે' એમને 'બુદ્ધ પછીના શ્રેષ્ઠ હિંદી' તરીકે વર્ણવ્યા અને બીજાઓએ તેમને 'ઈશુ ખ્રિસ્ત પછીના મહાનમાં મહાન માનવ' તરીકે આલેખ્યા. આ બધાં લક્ષણદર્શનો તો પ્રાથમિક અને પહેલી નજરનાં છે—એ બધાં એમના એવા વારસદારોની પરંપરા ચાલુ રહેવા અંગેના નિશ્ચિત ન્યાયની આગાહી કરાવે છે. વર્ષો પૂર્વે જ્યારે હું તેમને પિછાની શક્યો ત્યારની ઘડીથી આજ સુધી તેઓ મને માનવોમાં સર્વોત્તમ અને આધ્યાત્મિક પયગમ્બરોમાં ઉદાત્તતમ લાગ્યા છે એવી ભાવનાને હું કદીપણ કૃતઘ્ની થઈશ નહિ. × × ×માનવલાગણીનું આટલું અપૂર્વ અને સ્વયંભૂ પ્રકટીકરણ મેં કદી પણ અનુભવ્યું નથી. ગાંધીજી માત્ર શ્રેષ્ઠ પુરુષનર જ નહોતા પણ સાથે સાથે તમામ પુરુષોમાં તે સહુથી વધારેમાં વધારે પ્રેમપાત્ર હતા. માનવ—આત્માઓ પરના તેમના પ્રભાવને પડકારી શકાય તેમ નહોતો અને તેથી તેમની શક્તિ માની મનાય નહિ એટલી હતી. મને તો ખાતરી છે કે જીવન કરતાં મૃત્યુ પછી એમનો પ્રભાવ અનેકગણો વધશે. માનવ—માનવમાં પ્રેમ અને બંધુભાવનાનું સમાધાન સાધવાના ઉદાત્તતમ હેતુ અર્થે તેઓ ખપી ગયા. અને જ્યાં સુધી માનવજાત જીવંત રહેશે ત્યાં સુધી તેના ઉદ્ધારક તરીકે તેઓનું સ્મરણ જીવંત જ રહેશે.

## અખબારી વંદના

'ન્યૂસ ક્રોનિકલ' (લંડન): અગ્રલેખમાં મહાત્મા ગાંધીજીને ભવ્ય અંજલિ આપતાં લખ્યું હતું કે: 'આજે પૃથ્વી ઉપર જે અંધકાર ફેલાયો છે તેનો માનવઇતિહાસના જમાનાઓ પર પથ-

રાયેલી પડેલી છાયા વધુ ઘેરી બની છે એમ જ કહી શકાય. મહાત્મા ગાંધીજીનું ખૂન એ માત્ર એક રાજકીય ગુના કરતાં ઘણું વધુ ભયંકર કૃત્ય છે. એક મહાન ધાર્મિક કરુણાજનક બનાવની અતિ–નૈસર્ગિક કક્ષાનો એ બનાવ છે. જે હાથે મહાત્માનું ખૂન કર્યું એ હાથ વધસ્તંભ ઉપર ખીલા ઠોકનારો જ હાથ છે. એ હાથ એ જ છે જેણે ઇંધનમાં આગ ચાંપી છે. એ હાથ એ જ છે જે યુગો થયાં યુદ્ધોદ્વારા વધુ ને વધુ બળવાન બની રહ્યો છે અને શાંતિની ઝંખનામાં ક્ષીણ થતો ગયો છે. એ હાથ તમારો અને મારો છે.

હિંદમાં હવે શું બનશે એ વિષે વિચાર કરવાની પણ મન હિંમત કરી શકતું નથી. એમ પણ બને કે માનવજાતની મૂર્ખાઇનો શાંતિના ફિરસ્તાના અવસાનથી પણ અંત ન આવ્યો હોય તો રક્તપાતના દરવાજા એકાએક ઊઘડી જશે. જો આ શિરોમણિ આફત ખરેખર ઊતરી પડે તો સાવ સાચી રીતે જ એમ કહેવાશે કે માનવજાતના ચારિત્રના છેક જ હલકાં પડ સુધી માનવી આપણા યુગમાં નીચો ઊતર્યો.

છતાં મહાત્માના જીવનકાર્ય પછી કોઈ ચમત્કાર બની જશે એવી આશા રખાવી બહુ વધારે પડતી નથી. સંભવ છે કે કરોડો માનવીઓના હૃદયમાં જે નેતા પ્રત્યે આટલો આદરભાવ હતો તેનું અવસાન માનવી જ્યાં આજ સુધી પહોંચ્યો નથી એવી ઊંચી કક્ષાએ તેને ચઢાવશે. સંભવ છે કે તોપ, બંદૂકની શક્તિ જેની સામે કશા વિસાતમાં નથી એવો પ્રેમ આ ભયાનક કરુણ બનાવમાંથી હિંદ માટે શાંતિ અને ઐક્યના ઝરાને પ્રગટાવશે. મહાત્મા ગાંધીના અવસાનના દુઃખમાં હવે એ સમજાય છે. એમણે જે જગતને ધર્મમાર્ગ ચીંધ્યો એ કેવો ચિરંજીવ અને સંગીન હતો. હવે આપણે જોઈ શકીએ છીએ કે પૂર્વમાં જે જ્યોત પ્રગટી હતી અને બુઝાવી

નાખી શકાઇ નથી; પરંતુ તે શાશ્વતતાના શ્વેત તેજઃપુંજની સાથે એકાકાર બની ચૂકી છે.'

પી. એમ. ન્યૂયોર્ક: અખબારમાં એક લેખમાં મિ. આલ્બર્ટ ડયુશે લખ્યું હતું કે: 'આ લંગોટી પહેરેલો લાક્ષણિક નાનકડો માનવી આખી દુનિયાને રૂલાવનારો મહામાનવ પુરવાર થયો છે. મહાત્મા ગાંધીના અવસાન પ્રત્યે સમસ્ત દુનિયા પર જે આદરયુક્ત અસર થઈ એથી દુનિયા માટે કંઇક આશા છે એમ લાગે છે. ન્યુ દિલ્હીના આ કરુણ બનાવ પછી જે આઘાત અને દુઃખ અનુભવાયાં એ બતાવે છે, કે જો કે આપણે સંતોને પૂરા સમજી શકતા નથી તોપણ એમની પ્રત્યે માનની લાગણી તો હજીયે ધરાવીએ છીએ. ગાંધીજીની અને ન્યુ ટેસ્ટામેન્ટમાં વર્ણવેલા જીસસના જીવન વચ્ચે કેવું ધ્યાન ખેંચનારું સામ્ય છે? જીસસની જેમ જ ગાંધીજી શાંતિચાહક માનવનું મૂર્તિમંત સ્વરૂપ હતા અને જીસસની જેમ જ તેઓ હિંસક અને ઘાતકી કૃત્યનો ભોગ બન્યા.'

ટાઇમ્સ (ન્યૂયોર્ક): મોહનદાસ કરમચંદ ગાંધીના કૃષ શરીરને બિરલાભવનમાંથી એક શોકાતુર સરઘસમાં યમુના નદીના પવિત્ર કિનારે અગ્નિદાહ માટે આજે લઈ જવામાં આવશે, ત્યારે દુનિયામાં હાહાકાર પ્રવર્તી રહ્યો છે. એ ભસ્મમાંથી કયાં પુષ્પો જન્મશે તે આપણે કહી શકીએ એમ નથી.

મહાત્માજીના ઉપદેશનો અને ઉદાહરણનો એક પેઢી સુધી હિંદને લાભ મળ્યો હોવા છતાં આજે હિંદ પ્રકાશ અને અંધકાર વચ્ચે ઝોલાં ખાઈ રહ્યું છે. નવી દિલ્હીમાં થયેલા ખૂન પછી ગઈ-કાલે મુંબઇમાં ખરાબ કૃત્યો બન્યાં છે. પણ આપણે એટલું જાણીએ છીએ, કે જે સંતે આખા જીવન દરમ્યાન અહિંસાનો પ્રચાર કર્યો તેનું મૃત્યુ હિંસાથી થયું છે. જેમણે તેમની હત્યા થતી જોઈ છે,

તેઓ કહે છે કે તેમના આ છેલ્લા દુશ્મન પ્રત્યે પણ તેમણે ક્ષમાનો ભાવ દર્શાવ્યો હતો. હવે તેમનો અમર આત્મા સમસ્ત હિંદ અને દુનિયાને ઉદ્દેશી બોલી રહ્યો છે.

તેમની માનવી બાજુ પણ હતી. પાછળના જીવનમાં જે વસ્તુ તેમને વધારે પડતી લાગી હતી, તે વસ્તુનો ઉપભોગ તેમણે યુવાનીમાં કર્યો હતો. અંગત જીવન માટે અને જાહેર હિત માટેની પ્રસિદ્ધિની આવશ્યકતા તેઓ સમજતા હતા. તેમનામાં રમૂજ–વૃત્તિ પણ પુષ્કળ પ્રમાણમાં હતી.

તેમની સાદાઈ અને નમ્રતામાં પણ એક પ્રકારનું અભિમાન હતું. કેટલીકવાર તેમની બુદ્ધિ કરતાં તેમનું હૃદય વધુ શક્તિશાળી નીવડતું. પશ્ચિમવાસીઓની નજરે તેમનો ઉદ્યોગો માટેનો વિરોધ વધારે પડતો લાગે.

પરંતુ એક સંત તરીકે ગાંધીજી કેવળ હિંદમાં જ નહિ પણ સમસ્ત દુનિયામાં પંકાયેલા રહેશે. અન્ય મનુષ્યો જેમ સત્તા અને મિલકત માટે ઝંખે તેમ તેઓ પૂર્ણતા પામવા યત્ન કરતા. પીડિતો તરફ તેઓ દયાભાવથી જોતા, પણ કષ્ટ આપનારને તેઓ તિરસ્કારતા નહિ.'

હેરલ્ડ : 'ટ્રીબ્યુન (ન્યૂયોર્ક) પાશ્ચાત્ય દુનિયા મોહનદાસ ક. ગાંધીને સંપૂર્ણ રીતે કદી સમજી શકી નથી; અને તેમની આધ્યાત્મિક શક્તિની કેટલીકવાર મશ્કરી કરી હતી, અને આશ્ચર્યચકિત થઈ ગઈ હતી. પણ છેલ્લે છેલ્લે માનવીજગતમાં તેમની અદ્વિતીય શક્તિની પ્રશંસા કર્યા વગર તે રહી નહિ અને તેમના ખૂનથી તેઓ જે સિદ્ધાંત માટે જીવ્યા તે પ્રત્યે કોઈ આંખમિંચામણા નહિ કરી શકે.

તેમનાં મૃત્યુથી—અહિંસાના અવિશ્રાંત ઉપદેશકનું હિંસાથી

થયેલા મૃત્યુથી પણ—આ આખાય કરુણ બનાવનો ખ્યાલ નહિ આવી શકે. ગાંધીજીએ હિંદી સ્વાતંત્ર્ય માટે ઝુંબેશ ઉઠાવી અને બ્રિટિશ શકંજામાંથી હિંદને મુક્ત પણ અપાવ્યું. પરંતુ હિંદના કરોડો લોકો માટે પરદેશી ધૂંસરીમાંથી મુક્તિ એ તેમને માટે આઝાદીનું ધ્યેય નહોતું. તેમને મન મુક્તિ એટલે ચશમપોશીમાંથી મુક્તિ, અન્યાય અને ધિક્કારમાંથી મુક્તિ એ હતું. આ ધ્યેયને માટે તેમણે ઉપવાસ આદર્યા અને પ્રાર્થના કરી, અને એ મહાન ઉપખંડને આધ્યાત્મિક અનુભવના પંથે વાળવાનો પ્રયાસ કર્યો. હિંદના લોકોને એક નવો જીવનપંથ બતાવવોનો પ્રયાસ કર્યો. અંતે હિંદ પરદેશી હકૂમતમાંથી મુક્ત પામ્યું, પણ સાથેસાથે તે મુક્તિમાં તેણે કતલો અને ધિક્કાર જોયાં.

આ અપાર નિષ્ફળતામાંય ગાંધીજીમાં એક છેલ્લો પ્રયાસ કરી જોવાની શક્તિ અને ધૈર્ય હતાં. તેમના છેલ્લા ઉપવાસે અંતિમ વિજય મેળવી લીધો પણ એ વિજયની સિદ્ધિઓ જણાય તે પહેલાં તેમનું એક માણસે ગોળીથી વીંધી ખૂન કર્યું.

તેમના સમકાલીનોની સિદ્ધિઓ જોતાં ગાંધીજી એક મહાન વ્યક્તિ હતા. તેમના દેશભાઈઓ માટે તેઓ એક મહાત્મા હતા.'

'સ્ટ્રેઇટસ ટાઈમ્સ' (સિંગાપુર) :'મહાત્મા ગાંધીનું લોકપ્રિય નામ અને વ્યક્તિત્વ જ્યારે નવા વિભક્ત હિંદમાં શાંત જાળવનારી મોટામાં મોટી અસરરૂપ હતું તેવે સમયે એમનું કરપીણ ખૂન થયું એથી વધુ ગાંડપણભર્યું અને ઘાતકી કૃત્ય દુનિયાના ઇતિહાસમાં બીજું એકેય નહિ હોય. ગાંધીજી આધુનિક દુનિયાના કદાચ એકમાત્ર સંત હતા. અને આધુનિક રાષ્ટ્રવાદ અને આધુનિક રાજકારણના તો તેઓ અવશ્યજ એકમાત્ર સંત હતા.

હિંદના સમાજના છેક જ છેલ્લી કક્ષાએ રહેલા ગરીબો અને પીડિતો સાથે તદાકાર થવામાં; પોતાના ખાનગી જીવનમાં સંપૂર્ણ સાદાઈ અને નિઃસ્વાર્થતા કેળવવામાં; એમના આત્માની કોમળતા અને છતાં મક્કમતામાં; પોતે જેમાં માનતા હોય એવાં ધ્યેયો ખાતર અનુપમ રીતે લડત આપવામાં; ઠેકડી, ખોટી રજૂઆત, દ્વેષ કે શત્રુતા પ્રત્યેની તેમની સંપૂર્ણ ઉપેક્ષામાં; હિંદમાં ધાર્મિક, જાતિવિષયક, વર્ગીય કે જ્ઞાતિય પરસ્પર વિરોધી પ્રવાહો વચ્ચે રહીને પણ આધ્યાત્મિક માર્ગદર્શન અને આંતરિક શાંતિ માટેની એમની જીવનભરની શોધમાં; નાજુક શરીર અને તબિયતે પણ એમણે જે વ્યવહારુ બાબતોના ક્ષેત્રમાં સતત અને વિવિધ પ્રવૃત્તિઓ ચલાવી એમાં, અને એ બધાથીયે વિશેષ તો અહિંસા માટેના એમના હંમેશના આગ્રહી ઉપદેશ અને આચરણમાં...દીર્ઘ જીવનનાં અને વ્યક્તિત્વનાં આ તમામ તત્ત્વોમાં ગાંધીજી ખરેખર જ નિઃશંક રીતે એક સંત જ નીવડ્યા છે.

## ઇસ્લામના સાચા મિત્ર

જ. લિયાકતઅલીખાન : 'ગાંધીજીના કરુણ અવસાનથી હું અને મારા સાથીદારો હિંદી પ્રજા પ્રત્યે ઊંડી સહાનુભૂતિ વ્યક્ત કરીએ છીએ. કોઈપણ પ્રકારના બચાવ સિવાય તેમના ઉપર થયેલા ઘાતકી હુમલાને દરેકે વખોડી કાઢવો જોઈએ. વર્તમાન કટોકટીમાં હિંદી રાજકારણમાંથી તેઓ અદૃશ્ય થયા, એથી ન પૂરાય તેવી ખોટ પડશે. શાંતિ અને શુભેચ્છાના સર્વ ચાહકો તેઓના કોમી એકતાના પ્રયત્નોને કદીપણ ભૂલી શકશે નહિ. અમે હૃદયપૂર્વક આશા રાખીએ છીએ, કે તે કોમી એકતાના પ્રયત્નો કે જે તેમના કરુણ અવસાન પહેલાં તેમનું મન રોકી રહ્યા હતા, તેને સફળતા સાંપડશે.'

ખ્વાજા નઝીમુદ્દીન (પૂર્વ બંગાળના વડાપ્રધાન) : 'ગાંધીજીના અવસાનના સમાચાર સાંભળી મને ખૂબ આઘાત લાગ્યો છે. મોટામાં મોટી કરુણતા તો એ છે, કે આપણી વચ્ચે તેઓની જ્યારે વધારેમાં વધારે જરૂર હતી ત્યારે તેઓ ચાલ્યા ગયા છે. હિંદે પોતાનો શ્રેષ્ઠ પુત્ર ગુમાવ્યો છે અને આવા કલંકિત ગુનાની ઈતિહાસ જરૂર નોંધ લેશે.'

મિ. મહમદ યામીનખાન : 'છેલ્લા કેટલાય સૈકાઓમાં દુનિયામાં નહિ જન્મેલા એવા મહાપુરુષ ઉપરના ઘાતકી અને નીચ

હુમલાના સમાચારથી આખી દુનિયાને આઘાત લાગ્યો છે. તેમના ખૂનથી દુનિયાના મહાન શહીદોમાં તેમની ગણના થશે. અને પૂર્વ-અર્થથી ભલે કેટલાક લોકો વિરોધ કરતા હોય, તો પણ ગાંધીવાદ અમર થયો છે. હિંદ તેમ જ પાકિસ્તાનના મુસ્લિમોને હું અપીલ કરું છું, કે તેઓ પોતાના મનમાંથી કોમવાદને ખંખેરી નાખે અને જે મહાન ઉમદા કાર્ય માટે હિંદના આ સુપુત્રે પોતાનું જીવન સમર્પણ કર્યું તેની સિદ્ધ અર્થે સહુ કામે લાગી જાય. હિંદના મુસ્લિમોને સંસ્થા તરીકે જુદું રાજકીય અસ્તિત્વ ન હોવું જોઈએ અને રાષ્ટ્રીય મહાસભા કે જેના ગાંધીજી પ્રાણસમાન હતા તેમાં જોડાઈ જવું જોઈએ.'

પૂર્વ બંગાળના ' ગવર્નર : ગાંધીજીના અવસાનના પ્રત્યાઘાતો હિંદી પ્રજા ઉપર તથા જગતમાં કેવા પડશે તે કલ્પવું મુશ્કેલ છે. એ કહેવું સત્ય થશે, કે તેમણે માનવતાને માટે દેહ સમર્પણ કર્યો અને જ્યારે મોટા મહારથીઓ વેર અને તિરસ્કારની લાગણીને વશ થઈ, હિંમત હારી જાય તેવા સંયોગોમાં ભ્રાતૃભાવ જાહેર કરતાં તેમના જીવનનો ભોગ લેવાયો છે. આવું મૃત્યુ કોઈ દિવસ નિષ્ફળ જતું નથી. તેમણે જીવનમાં શું સિદ્ધ કર્યું છે, તે તમે સૌ જાણીએ છીએ. આપણે તે વાતની ખાતરી રાખીએ કે જે કારણે તેમનું મૃત્યુ થયું, તે જ નૂતન હિંદના માર્ગને અજવાળશે.'

મિ. અબ્દુલ્લા નુરૂલ હકક : 'ગાંધીજીના અવસાનથી સારી દુનિયા ચોંકી ઊઠશે. હિંદના મુસ્લિમો તેમના ખુબ ઋણી છે. હિંદુ તેમજ મુસ્લિમોનું દારિદ્ર્ય ફેડવામાં ગાંધીજીએ ખૂબ શ્રમ લીધો છે. અને તેમનાં અકાળ અકસ્માત અવસાનથી દેશને ખાસ કરીને મુસ્લિમોને મોટી ખોટ પડી છે.'

મિ. એ. કે. ફૈઝલુલ હકક : ' કરબલાના દુઃખદ પ્રસંગ પછી

ગાંધીજીનું ખૂન એ મોટામાં મોટો દુઃખદ બનાવ છે. આપણા મગજમાં જે લાગણીઓ અત્યારે થઈ રહી છે તેનું વર્ણન કરવાના શબ્દો જડતાં નથી. તેમના આત્માને શાંતિ મળો.'

મિ. ગઝનફર અલીખાનઃ 'શાંતિ અને સ્વાતંત્ર્યના દૂત તરીકે જ નહિ પણ દરિદ્ર અને ઘવાયેલાના સાથીદાર તરીકે ગાંધીજીનું નામ ઇતિહાસમાં અમર થઈ જશે. હિંદને સ્વાતંત્ર્ય અપાવ્યા પછી તેઓ હિંદમાં મુસ્લિમ લઘુમતીના સંરક્ષણનું ધ્યેય સિદ્ધ કરતાં અવસાન પામ્યા છે. તેમના અવસાનથી હિંદના મુસ્લિમોને ભારે ખોટ પડી છે. હિંદુસ્તાન ઉપખંડના ભાગલા પડયા પછી હિંદના કરોડો માણસો ઉપર તેમની જે લાગવગ હતી, તેની બે સંસ્થાનો વચ્ચે સંબંધો સાચવવા માટે ખૂબ જરૂર હતી. હિંદની મુસ્લિમ લઘુમતીની રક્ષા અને સલામતીના કાર્ય માટે હિંદના મુસ્લિમોના જ નહિ પણ હિંદ બહાર વસતા મુસ્લિમોની તેઓએ ખુબ ચાહના મેળવી હતી.'

શ્રી. ગુલામ મહમદ બક્ષી (કાશ્મીર): 'ગાંધીજીનું શરીર આપણી પાસેથી ઝુંટવાઈ ગયું છે. પરંતુ તેમનો ઉપદેશ તો આવતી અનેક પેઢીઓ સુધી પ્રેરણા આપતો જ રહેશે. કાશ્મીર બાપુનું મરણ કદી પણ ભૂલી શકે તેમ નથી. ગાંધીજી કરોડો હિંદીઓના જ માત્ર નહિ પણ સમગ્ર માનવતાના 'બાપુ' હતા. એમણે કોમી એકતાની પુનઃસ્થાપનાને પોતાનું જીવન સમર્પણ કર્યું અને પોતાનું બલિદાન પણ આપ્યું. આમજનતાના ઉદ્ધાર માટે તેમણે કાર્ય કર્યું. દેશને સ્વતંત્ર કરવાના બાપુના પ્રયાસો સફળ થયા પછી, આટલો જલદી આ કરુણ બનાવ બન્યો અને બાપુ આપણી પાસેથી ઝુંટવાઈ ગયા એ ખરેખર એક મહાન રાષ્ટ્રીય કરુણતા છે.'

શ્રી. મહમ્મદ સાદુલ્લા (આસામના માજી વડાપ્રધાન): 'મહાત્મા ગાંધીજીનાં માત્ર મોઢેથી વખાણ કરીને આપણે બેસી

રહી ન શકીએ. એ મહાન ગતાત્માને જો આપણે સાચે જ અંજલિ આપવા માગતા હોઈએ, તો તેમને જે જીવનકાર્ય અધૂરું લાગ્યું છે તે આપણે પૂર્ણ કરીએ. તેઓ એક બિન-મુસ્લિમ હતા છતાં ઇસ્લામના તમામ સિદ્ધાંતોનો તેઓ ઉપદેશ કરતા, એટલું જ નહિ પણ આચરતા પણ ખરા, એમ જ્યારે હું કહું છું ત્યારે એક મુસ્લિમ આપી શકે તેવી સહુથી મહાન અંજલિ હું તેમને આપી રહ્યો છું. મને લાગે છે કે સત્યાગ્રહની ચળવળમાંનો, સત્ય માટેના મહાન પ્રેમનો ૧૩૦૦ વર્ષ પહેલાં જોટો હતો. જેણે ઇતિહાસ વાંચ્યો છે તે કોણ જાણતું નથી કે મક્કાની શેરીઓમાં જ્યારે આપણા અરેબિયાના મહાન પયગમ્બર ઇસ્લામનો ઉપદેશ આપતા હતા, ત્યારે આજે જેને સત્યાગ્રહ નામ અપાયું છે તે જ આચરતા હતા? મહાત્મા ગાંધીજી પોતાની પ્રાર્થનામાં કુરાનમાંથી એતો પઢાવતા એ બતાવે છે કે તેમનું દૃષ્ટિબિંદુ કેટલું વિશાળ હતું, અને હિંદના જુદા જુદા ધર્મના માણસોને એક જ સંપૂર્ણ ઐક્યમાં સાંકળવાના તેમના પ્રયાસો કેટલા સાચા હૃદયના હતા. આ મહાપુરુષને આપણે ઉત્તમ અંજલિ તો સંપૂર્ણ નમ્રતાથી તેમને પગલે ચાલવું અને તેમના આદેશને અમલમાં મૂકવો એ જ રીતે આપી શકીએ.'

**શ્રી. નિસાર અહમદ શેરવાણી (યુ. પી. ના પ્રધાન):** 'જેના હૃદયમાં સત્ય માટે કંઈ કે ય સ્થાન હોય એવો કોઈપણ માણસ, કોમવાદીઓ અને તેમના રાજકારણે ફેલાવેલા ઝેર સામે લડવામાં ગાંધીજી પોતાનું જીવન ખોઈ બેઠા એ નોંધ્યા વિના રહી શકે જ નહિ. હિંદમાંથી લાખો મુસ્લિમોનું નિકંદન નીકળી જતું અટકાવવામાં તેમણે પોતાના જીવનની આહુતિ આપી.'

**સૈયદ અબ્દુલ્લા બ્રેલ્વી:** 'ગાંધીજી એ હિંદના બાપુ હતા એટલું જ નહિ પણ દુનિયાના એક મહાન નેતા હતા. તેઓએ હિંદ

અને પાકિસ્તાનને સ્વાતંત્ર્ય હાંસલ કરાવ્યું છે અને દુનિયાનાં દરેક રાષ્ટ્રો શોકમાં ડૂબી ગયાં છે. તેઓ હિંદના સ્વાતંત્ર્ય માટે લડયા તે ઉપરાંત દુનિયાની શાંતિ માટે પણ ઝૂઝયા છે. તિરસ્કાર અને ઝેર પ્રસરેલી આજની દુનિયામાં તેઓના આદર્શો અને ઉપદેશો શાંતિ ફેલાવશે એવી સૌ લોકો આશા રાખે છે. બ્રિટિશ રાજ સામે તેઓ લગભગ જીવનભર લડયા છે, તોપણ બ્રિટિશ પ્રજા સામે કોઈ પ્રકારનું વૈર ન ધરવા હિંદીઓને તેઓએ સમજાવ્યું છે, એટલે આજે તેના જ પરિણામે હિંદીઓને બ્રિટિશ પ્રજા સામે કોઈ કડવી લાગણી રહી નથી.

ગાંધીજીનો આ દેશમાં જન્મ થયો છે તેનું આપણે સૌએ ગૌરવ લેવું જોઈએ, અને આપણે સિદ્ધ કરી બતાવવું જોઈએ કે તેમના પ્રતાપે જે આઝાદી હાંસલ કરી છે તેને આપણે લાયક છીએ.'

# અસ્થિવિસર્જન

કરોડો હિંદવાસીઓ પાસેથી પૂ. ગાંધીજીના સદેહે દર્શન ઝુંટવી લેનારી ચંદનકાષ્ટની ચિતા ૧૪ કલાક સુધી પ્રજળતી રહી હતી. પંચમહાભૂતમાં મળી ગયેલા મહાત્માજીના દેહની ભસ્મને બીજા ૨૪ કલાક સુધી ઠરવા દઈને તમામ ભસ્મ એકત્ર કરવાનો શાસ્ત્રોક્ત વિધિ સોમવાર તા. ૨ જી ફેબ્રુઆરીને દિવસે રાજઘાટ પર થયો. એ સમયે પણ લાખોની હાજરી વચ્ચે વેદની ઋચાઓ અને ગંભીર સ્વરે ઉચ્ચારાતા મંત્રો સાથે શ્રી. રામદાસ ગાંધીએ પ્રથમ ખોબો ભરીને અસ્થિ એક તામ્રપાત્રમાં પધરાવ્યાં. ત્યાર પછી દેશના સર્વોચ્ચ નેતાઓ અને ગાંધીજીના સ્વજનો અને અંતેવાસીઓએ ચિતાની પેઢલી પરથી તમામ ભસ્મ બે મોટા થેલા ભરીને એકત્ર કરી લીધી. શ્રી. રામદાસ ગાંધીની પ્રાર્થના અને બાપુને ફરીવાર સદેહે દર્શન દેવા ચિતામાંથી ઊભા થવાનું વિનવતા હોય એવું કલ્પાંત તો હૃદયભેદક હતાં.

મહાત્માજીનાં અસ્થિ અને ભસ્મનું હિંદભરનું મુખ્ય વિસર્જન તો પ્રયાગમાં ત્રિવેણીસંગમમાં જ થવાનું નક્કી થયું હતું. પરંતુ કરોડો માનવીઓ આ અંતિમ વિધિમાં ભાગ લઈ શકે તે હેતુથી દરેકદરેક પ્રાંતને એક એક ભસ્મકુંભ આપવાની અને દરેક પ્રાંતની પવિત્ર નદીઓમાં તેનું વિસર્જન કરવાની વ્યવસ્થા થઈ હતી. એમાં સહુથી પ્રથમ નક્કી થયેલાં સ્થાનો નીચે પ્રમાણે હતાં.

અલ્હાલાબાદમાં પ્રયાગમાં ત્રિવેણી સંગમમાં

મુંબઈ પ્રાંતમાં મુખ્ય વિસર્જન નાસિકમાં ગોદાવરીમાં

આંધ્ર પ્રાંતમાં „ „ બેઝવાડામાં કૃષ્ણાનદીમાં

તામીલનાડ પ્રાંતમાં શ્રીરંગમ્ ખાતે કાવેરીમાં

બિહાર પ્રાંતમાં ગયા પાસે ગોમતીમાં

મધ્યપ્રાંતમાં મુખ્ય વિસર્જન ત્રિપુરી પાસે નર્મદામાં

પૂર્વ પંજાબમાં જલંદર પાસે સતલજમાં

પશ્ચિમ બંગાળમાં દક્ષિણેશ્વર પાસે હુગલી નદીમાં

રજપૂતાનામાં ઈંદોરમાં ક્ષિપ્રા નદીમાં

ઓરીસ્સા પ્રાંતમાં મુખ્ય ક્રિયા મહાનદીમાં

આસામ પ્રાંતમાં બ્રહ્મપુત્રામાં

અમદાવાદમાં સાબરમતીમાં

વર્ધામાં પૌનાર નદીમાં

આ ઉપરાંત જગન્નાથપુરી, સેતુબંધ રામેશ્વર, કન્યાકુમારી અને પોરબંદર એ ચાર સ્થળોએ સમુદ્રમાં વિસર્જન કરવાનો નિર્ણય થયો હતો.

દેશવ્યાપી શોકની ઘેરી છાયાના દિવસોમાં પૂ. ગાંધીજીની ભસ્મ પ્રાંતેપ્રાંતના ગવર્નરો પોતાનાં પાટનગરોમાં લઈ જવાના હતા અને મુખ્ય ક્રિયાસ્થાનોએ નિમજ્જન થવાનું હતું. પરંતુ લોકલાગણી એટલી બધી પ્રબળ હતી કે પ્રાંતિક પાટનગરોમાંથી અને દિલ્હીમાંથી પણ અસંખ્ય સ્થળોએ ભસ્મવિસર્જન માટે થોડી થોડી ભસ્મ આપવાનો નિર્ણય કરવો પડયો. એ રીતે દરેક પ્રાંતમાં મુખ્ય સ્થળે સત્તાવાર વિસર્જન ઉપરાંત પ્રાંતોના જિલ્લાઓમાં પણ નદીઓ અને સમુદ્ર-

તીરે વિસર્જનના કાર્યક્રમો રખાયા અને ભસ્મપાત્રોની એ પ્રમાણે વહેંચણી કરવામાં આવી.

અસ્થિનો મુખ્ય તામ્રકુંભ બિરલાભવનમાં પૂ. ગાંધીજી પોતે જે ગાદી પર બેસતા ત્યાં જ ગોઠવાયો હતો! સદાય વિજયી મુક્તહાસ્ય વેરતા એ મહાત્માના છેલ્લા અવશેષો આ હતા એનું કેવું કારુણ્ય સ્મરણ એથી થતું હતું! એક પાટ ઉપર પ્રાંતોને માટે ભસ્મ કુંભો તૈયાર કરી મૂકાયા હતા અને ગવર્નરો તે કુંભો લઈને પોતાના પાટનગરોમાં પહોંચી ગયા. દેશભરમાં તા. ૧૨મી ફેબ્રુઆરીને ગુરુવારનો દિવસ આ ભસ્મવિસર્જન માટે નિર્મિત કરવામાં આવ્યો હતો અને તે દિવસે કામકાજ સંપૂર્ણ બંધ રાખવા હિંદ સરકારે પોતે દેશભરમાં રજા જાહેર કરી હતી. સ્વયંભૂ લાગણીથી પ્રેરાઈને પડેલી એ શોક હડતાળ હિંદના ઇતિહાસમાં અપૂર્વ હતી.

દસમી તારીખ આવી પહોંચી. મહાત્માજીની દ્વાદશા શ્રાદ્ધની ક્રિયા રાજઘાટ ઉપર થઈ ગઈ. અને બીજી તરફ દિલ્હીથી અલ્લાહાબાદ જનારી 'અસ્થિ સ્પેશ્યલ'ની તૈયારી પણ સંપૂર્ણ થઈ ચૂકી. ખાસ પસંદ કરવામાં આવેલા ત્રીજા વર્ગના પાંચ ડબ્બા, ખાસ એન્જિન અને ખાસ વ્યવસ્થા આ ટ્રેન માટે મુકરર થયાં હતાં. રેલ્વેના ચીફ કમિશ્નર મિ. બખલે અને વાહનવ્યવહાર ખાતાના પ્રધાન ડૉ. જહોન મથાઇ પોતે આ વ્યવસ્થાની દેખરેખ રાખતા હતા. ઇસ્ટ ઈન્ડિયા રેલવેના લીલા રંગેલા પાંચ ડબ્બાઓની આ સ્પેશ્યલ બનેલી હતી. એમાં વચ્ચેનો ડબ્બો અસ્થિપાત્ર માટે ખાસ તૈયાર કરવામાં આવ્યો હતો. ડબ્બાની ચારે દીવાલો સુંદર રીતે ગૂંથેલાં રંગબેરંગી ફૂલોના પડદાથી આચ્છાદિત હતી. બરોબર વચ્ચે એક ઊંચું મેજ ગોઠવાયું હતું અને તેના ઉપર એક મોટો રાષ્ટ્રધ્વજ બિછાવેલો હતો. મેજની ઉપર અને ચારે તરફ અશોકચક્રાંકિત ધ્વજો ઉપરાંત ફૂલહારો અને ગુચ્છોનું

સુંદર અને કલામય સુશોભન કર્યું હતું. એ ડબાની છતમાં રાષ્ટ્રધ્વજ જડેલો હતો અને મેજની બરોબર ઉપરના એ પવિત્ર ચંદરવામાં મહાત્માજીના અસ્થિપાત્રની બરોબર ઉપર જ અશોકચક્ર આવે તેમ ગોઠવણ કરવામાં આવી હતી. મેજની બે બાજુએ ડબાની દીવાલ પાસે ત્રણ થાંભલીઓ ઊભી કરી, ફૂલતોરણોથી એને સુશોભિત કરી હતી અને તેના ઉપર ખૂબ પ્રકાશમય ત્રણ ત્રણ વીજળીના દીવા ગોઠવવામાં આવ્યા હતા. જેથી મેજ અને અસ્થિપાત્ર ખૂબ જ પ્રકાશિત રહે અને ડબા પાસેથી પસાર થનાર જનતા તે બરાબર જોઈ શકે. આ તેજસ્વી દીવા માટેની વીજળીક શક્તિ માટે પાછળ એકવાનમાં એક ખાસ ડાયનેમો ગોઠવવામાં આવ્યો હતો. મેજની બાજુમાં નીચે જાજમ પાથરી દેવામાં આવી હતી અને ત્યાં બેસીને 'અસ્થિસ્પેશ્યલ' માં સાથે જનારા ગાંધીજીનાં સ્વજનો અને આશ્રમના અંતેવાસીઓ અખંડ ગીતાપાઠ, રામધૂન, કાંતણ વગેરે કરતા રહેવાના હતા. અસ્થિપાત્રવાળો આ ખાસ ડબો તેના બન્ને છેડેથી બીજા બે ડબાઓ સાથે સળંગ જોડાયેલો રાખવામાં આવ્યો હતો. અસ્થિવાળા ડબામાં ચાર લશ્કરી સંત્રીઓ અખંડ પહેરો ભરતા હતા.

'અસ્થિ સ્પેશ્યલ' બુધવાર તા. ૧૧મીએ બપોરે દિલ્હીથી ઊપડી સવારે અલ્લાહાબાદ પહોંચી જાય એવી વ્યવસ્થા પહેલાં થઈ હતી પરંતુ માર્ગમાંના સ્ટેશનો પરનાં રોકાણોમાં જનતાના ભારે ધસારાને લીધે જનારા સમયનો વિચાર કરીને 'સ્પેશ્યલ' બુધવારે વહેલી સવારે ઉપાડવાનું નક્કી થયું હતું. પૂ. ગાંધીજી એમના જીવનમાં કદી પણ ચૂક્યા નથી એવા પ્રાતઃપ્રાર્થનાના સમયે બ્રાહ્મમુહૂર્તમાં ૪–૧૫ વાગે બિરલાહાઉસમાંથી બાપુના અંતિમ અવશેષોને લઈને ખાસ તૈયાર કરેલી શંકુઆકારની કલામય પાલખી નીકળી

અને ૪-૩૦ વાગે તો દિલ્હીના મોટા પ્લેટફૉર્મ પર ઊભી રખાયેલી આરમરસ્પેશ્યલમાં એ પાત્ર સાથેની પાલખી મેજ ઉપર ગોઠવી દેવામાં આવી. કમળના આકારનું આસન અસ્થિકુંભ માટે ખાસ બનાવાયું હતું. ૪-૩૦ થી ૬-૩૦ સુધી એ કલાકનો સમય દિલ્હી અને આસપાસની જનતા માટે બાપુના અસ્થિ અને ભસ્મનાં છેલ્લાં દર્શન કરવા માટે રખાયેલો હતો અને હજારો દિલ્હીવાસીઓ અંતિમ અંજલિ અને અર્ઘ્ય આપવા ડબ્બાની બારી પાસેથી હારબંધ પસાર થઈ શકે એવી વ્યવસ્થા રખાઈ હતી.

પરોઢિયેથી જ, લગભગ મધ્યરાતથી જ, દિલ્હીના રસ્તાઓ પર મેદની સ્ટેશન તરફ જતી દેખાતી હતી. મહાત્માજીના અંતિમ અવશેષોને ભવ્ય વિદાય આપવા એ સહુ આવતા હતા. ઊંઘતાં બાળકોને તેડીને નીકળેલી માતાઓ, રડતી સ્ત્રીઓ અને ગમગીન પુરુષોથી વાતાવરણ અતિશય કરુણ-ગંભીર હતું. હજારોની આંખમાં આંસુ હતાં. અસ્થિના ડબ્બા પાસેથી પસાર થઈ પ્રણામ કરતાં તો કેટલાંય નરનારીઓ આંસુ ખાળી શકતાં નહિ. અત્યંત શોકમય વાતાવરણમાં પણ રાષ્ટ્રપિતાના અંતિમ સંસ્કાર માટે જતી સ્પેશ્યલનો ભવ્ય દબદબો રાષ્ટ્રની લાગણીનો ખ્યાલ આપતો હતો. અશોકચક્ર અને સિંહસ્તંભ પ્રતીક એ ડબ્બાના બહારના ભાગમાં ખાસ ચીતરવામાં આવ્યાં હતાં. બન્ને બાજુએ ૭ રાષ્ટ્રધ્વજો અરધી કાઠીએ ફરકતા રખાયા હતા. ગુલાબના હારથી આખા ડબ્બા પર ધ્વજકાઠી પર બાંધેલું એક તોરણ અનન્ય મહેકથી પ્લેટફૉર્મ ભરી દેતું હતું.

ડબ્બાની બહાર ૭ સશસ્ત્ર સંત્રીઓ પહેરો ભરતા હતા તેમની પાછળથી હારબંધ પસાર થતાં નરનારીઓ અંજલિ આપી રહ્યાં હતાં. ત્યાં બરાબર ૭ વાગે વડાપ્રધાન પં. નહેરુ આવી પહોંચ્યા. સ્પેશ્યલમાં શ્રી રામદાસ ગાંધી, શ્રી. દેવદાસ ગાંધી, તેમનું કુટુંબ,

શ્રી. પ્યારેલાલજી, ડૉ. સુશીલા નાયર અને ગાંધીજીના અંતેવાસીઓ ઉપરાંત પુનર્વસવાટ ખાતાના પ્રધાન શ્રી. કે. સી. નિયોગી, કોંગ્રેસના મહામંત્રી શ્રી શંકરરાવ દેવ, સમાજવાદી નેતા શ્રી. જયપ્રકાશ નારાયણ, શ્રીમતી અરુણા અસફઅલી, શ્રી સુચેતા કૃપાલાની વગેરે તથા રેલવેના ચીફ કમિશ્નર મિ. બખલે તથા હિંદ સરકારના કેટલાક ઉચ્ચ દરજ્જાના અમલદારો વગેરે ૨૦૦ જણા હતા. માર્ગમાં રક્ષણ અને વ્યવસ્થા સાચવવા માટે ખાસ પસંદ કરેલા ૬૦ લશ્કરી સૈનિકોની ટુકડી એક ડબામાં સાથે હતી. પં. નહેરુ અરધા કલાક સુધી પ્લેટફોર્મ પર અને ડબામાં રોકાયા, વ્યવસ્થા નિહાળી લીધી. રામધૂન ચાલતી હતી, અખંડ કાંતણનો ગુંજારવ થતો હતો, ઘીના દીવા, કપૂર અને ધૂપ બળતાં હતાં. અને પવિત્ર ભક્તિમય વાતાવરણ વચ્ચે છેલ્લી તૈયારીઓ ચાલી રહી હતી. પાંચ મિનિટ બાકી રહેતાં પ્લેટફોર્મ બંધ કરી દેવામાં આવ્યું અને લશ્કરે ટ્રેનની આગળ કોર્ડન કરી લીધી. દર્શનવિધિ પૂરો કરાયો અને સ્ટેશન બહારથી શંખ-ધ્વનિ, 'મહાત્માજી અમર હો ગયે', 'રાષ્ટ્રપિતા અમર હો', 'મહાત્મા ગાંધી કી જય'નો ગગનભેદી નાદ સ્પેશ્યલને વિદાય આપી રહ્યો. પ્લેટફોર્મ પર તો સંપૂર્ણ શોકઘેરું મૌન પથરાયું હતું. પં. નહેરુ અને બીજા પ્રધાનો અદબભેર પ્લેટફોર્મ પર ઊભા હતા. અનેક સ્પેશ્યલો લઈ જનાર એંગ્લોઈન્ડિયન એન્જિન ડ્રાયવર સી. જે. એરેટ પણ પોતાની જાતને આ ઐતિહાસિક અને પરમ પવિત્ર સ્પેશ્યલ હાંકવાની અમૂલ્ય તક મળવા માટે કૃતકૃત્યતા અનુભવતો એન્જિનમાં તૈયાર ઊભો હતો. સાડા છનો ટકોરો પડયો અને, પુરુષશ્રેષ્ઠ મહાત્મા ગાંધીજીનાં અંતિમ અવશેષરૂપ અસ્થિને લઈને જનમેદનીનાં આંસુનો અર્ધ્ય પામતી 'અસ્થિ સ્પેશ્યલ' ભારે હૈયે નિ:શ્વાસ મૂકતી દિલ્હીથી ઊપડી. સ્પેશ્યલ ઊપડી ત્યારે પં. નહેરુના મુખ પર પ્રકટેલા ભાવો અવર્ણનીય હતા. નિતાંત શોક અને દુઃખ

એમના ગંભીર મુખ પર દેખાતાં હતાં અને આંખો તો દેવદાહ પ્રત્યે હાથ ઊંચો કરતાં પહેલાં ક્યારની ભીની બની હતી.

દિલ્હીથી અલ્લાહાબાદ જતાં માર્ગમાં દસ મહત્ત્વનાં સ્ટેશનોએ 'અસ્થિસ્પેશ્યલ' થોભાવાની હતી. કાર્યક્રમ મુજબ નિશ્ચિત સમયે ટ્રેન પહોંચવાની હોવાથી દરેક સ્થળે હજારોની મેદની રાષ્ટ્રપિતાને વ્યવસ્થિત અંજલિ આપી શકે એવી ગોઠવણો કરવામાં આવી હતી. દિલ્હીથી ઊપડી અસ્થિસ્પેશ્યલ પહેલી ગાઝિયાબાદ ઊભી રહી. બરાબર ૭–૨૦ મિનિટે સ્પેશ્યલ આવી ત્યારે હજારોની મેદની હારબંધ પ્લેટફૉર્મ ઉપર ઊભી હતી, અને બીજાં હજારો માનવીઓ પોતાનો વારો આવવાની રાહ જોતાં બહાર ઊભાં હતાં. સ્પેશ્યલ આવી અને ઊભી રહી કે તરત ગાઝિયાબાદના પોલીસઉપરીએ પોલીસ ટુકડી સાથે સલામી આપી અને ટ્રેનના લશ્કરી સંત્રીઓ તથા સ્થાનિક પોલીસ ડબાની આગળ ગોઠવાઈ ગયા. એમની વચ્ચે થઈને દર્શનાર્થીઓની એક સળંગ હાર પસાર થતી હતી. સરકારી અમલદારો અને આગેવાનોએ પોતાની પુષ્પાંજલિઓ અસ્થિપાત્ર પર ચઢાવી.

ગાઝિયાબાદથી ખુરજા અને ખુરજાથી અલીગઢ સ્ટેશને સ્પેશ્યલ સવારે ૯–૩૦ વાગે આવી પહોંચી. અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તથા હજારો નાગરિકોએ રાષ્ટ્રપિતાને અંજલિ આપી. લખીરામ કૉલેજનાં વિદ્યાર્થીઓએ "વૈષ્ણવજન" ગાયું અને સરકારી અમલદારોએ પોતાની પુષ્પાંજલિ અસ્થિપાત્ર પર ચઢાવી અંતિમ વંદના કરી. પોણાદસે અસ્થિ સ્પેશ્યલે અલીગઢનું સ્ટેશન છોડ્યું, ત્યારે એક મોટા મુસ્લિમ સમુદાયની શોકભીની મુખાકૃતિઓ એક યાદગાર દૃશ્ય બની રહી હતી.

અલીગઢથી હાથરસ, ટુંડલા, ફિરોઝાબાદ વગેરે સ્ટેશનોએ નિશ્ચિત કાર્યક્રમ પ્રમાણે રોકાઈને ટ્રેન બપોરે દોઢ વાગ્યા પછી

ઇટાવાહ સ્ટેશને આવી પહોંચી. માર્ગમાંનાં ત્રણ સ્ટેશનોએ પૂ. ગાંધીજીનાં અંતિમ અવશેષોને હજારો માનવીઓએ અંજલિ આપી. સેંકડો પુષ્પહારો, અને ગજરા અસ્થિપાત્ર ઉપર ચડયા અને આખોય ડબ્બો જાણે ફૂલોનો એક ઢગલો જ હોય એમ એની આખીય ભોંય ઉપર ફૂલોની જાડી ગાદી પથરાઇ ગઈ. ગાંધીજીનાં પ્રિય ભજનો ગવાતાં હતાં, રામધૂન પણ ચાલતી હતી, ગીતાનું પારાયણ આશ્રમના અંતેવાસીઓ વારાફરતી કરી રહ્યા હતા. ઇટાવાહ સ્ટેશને ટ્રેન આવી ઊભી ત્યારે યુ. પી. સરકારના ઉચ્ચ દરજ્જાના બે અમલદારોએ સરકાર વતી અસ્થિપાત્રને વંદના કરી તેનું સ્વાગત કર્યું હતું અને ત્યાંથી તેઓ ટ્રેનમાં સાથે રહ્યા હતા. છેક દિલ્હીથી ટ્રેન ઊપડી ત્યારથી ૨૦ મિનિટ આગળ એક પાયલટ એન્જિન દોડતું હતું અને સ્પેશ્યલ માટે 'લાઇન ક્લીઅર' રાખતું હતું. આ એન્જિનમાં એક કોંગ્રેસ કાર્યકર પણ હતા જે સ્ટેશનો પરના કાર્યકરો અને અમલદારોને કેવી વ્યવસ્થા જાળવવાની છે અને ડબ્બો ક્યાં ઊભો રહેશે તેને અંગેની સૂચનાઓ આપતા જતા હતા.

ઇટાવાહથી લગભગ બે વાગે ઊપડી ફાફુંડ સ્ટેશને રોકાઈ ટ્રેન લગભગ બે વાગ્યા પછી કાનપુર સ્ટેશને આવી ઊભી. કાનપુરના સ્ટેશનમાંનું દૃશ્ય તો વર્ણવ્યું જાય તેવું નહોતું. અગાધ માનવસાગર બધાં પ્લેટફૉર્મો પર ઊભરાયો હતો, અને ટ્રેનની બંને બાજુ પ્લેટફૉર્મ, આવે તેવી ખાસ વ્યવસ્થા, બેવડી પોલીસકાર્ડન અને સ્પેશ્યલમાંની નૌકાદળની ટુકડીના ભૂરા ગણવેશધારી સૈનિકોની ચોકી છતાં પ્રચંડ ગિરદીને લીધે વ્યવસ્થા ભાંગી પડી અને હારબંધ પસાર થઇને હજારો માનવીઓ થોડી જ મિનિટોમાં દર્શન કરી શકયા હોત તેમ થઇ શકયું નહિ. લાગણીનાં પૂર ઊભરાતાં હતાં અને મેદની દર્શન માટે પડાપડી કરતી હતી. સરકારી અમલદારો, મ્યુનિસિપલ પ્રમુખ અને આગેવાનો તથા બહેનોની વિશાળ સંખ્યાને મહામહેનતે દૂર

ભસેડી લઇ શકાયાં. કાનપુરની જનતાની લાગણીનો આ ઊભરો ભવ્ય અને પવિત્ર હતો. પરંતુ આવા ગંભીર પ્રસંગે વ્યવસ્થા નહિ જળવાતાં ઘોંઘાટ મચી રહ્યો. સ્પેશ્યલ મોડી થઇ અને લગભગ એક કલાકનું રોકાણ ધારવામાં આવ્યું હતું તેને બદલે દોઢેક કલાક રોકાઇ સ્પેશ્યલ ફતેહપુરને માર્ગે પડી. કાનપુર સ્ટેશનેથી ટ્રેન ઊપડતાં હજારો લોકો ટ્રેનની સાથે એકાદ માઇલ સુધી દોડયા હતા! ફતેહપુર રાતના આઠ પછી પહોંચી, ત્યાંના સ્ટેશન પર ૧૫ મિનિટ રોકાઇ ટ્રેન અલ્લાહાબાદથી ૭૦ માઇલ દૂરના પસંદ કરાયેલા એક સ્થાને જઇને રાત પૂરતી ઊભી રહી. આખો દિવસ ૧૦ સ્ટેશનોએ ઊભી ત્યાં અને નહિ ઊભી રહેલી તેવાં સ્ટેશનોએ પણ લાખો માનવીઓએ બાપુની ભસ્મનાં અંતિમ દર્શન કરી લીધાં હતાં. આખી રાત એક 'સાઇડીંગ' પર ઊભી રહેલી સ્પેશ્યલ ગુરુવાર તા. ૧૨મીએ પરોઢિયે અલ્લાહાબાદ તરફ ઊપડી.

પંડિત નહેરુ, સરદાર પટેલ, મૌલાના આઝાદ, લોર્ડ માઉન્ટબેટન વગેરે દિલ્હીથી બુધવારે બપોરે વિમાનમાં અલ્લાહાબાદ આવી પહોંચ્યા હતા અને તેમણે અસ્થિયાત્રાની તમામ વિગતો તપાસી લીધી હતી. અલ્લાહાબાદમાં આ ભવ્ય ઐતિહાસિકવિધિ માટે યુક્તપ્રાંત સરકારે અસાધારણ કાર્યક્ષમ વ્યવસ્થા કરી હતી. ગવર્નર શ્રીમતી સરોજિની નાયડુ, વડાપ્રધાન પંડિત ગોવિંદવલ્લભ પંત, શ્રી. રફી અહમદ કીડવાઇ વગેરે આગળથી અલ્લાહાબાદ આવી ગયા હતા અને સ્ટેશનથી સંગમ સુધીના ચાર માઇલના અંતિમ યાત્રામાર્ગની સંપૂર્ણ વ્યવસ્થા કરી હતી. યુક્તપ્રાંત સરકારના ઉચ્ચ પોલીસ અમલદારો, એ વિભાગનાં લશ્કરો અને હિંદ સરકારે ખાસ મોકલેલી ટુકડીઓ વગેરે વ્યવસ્થા જાળવવામાં ભાગ લેવાનાં હતાં.

અલ્લાહાબાદ સ્ટેશને ૭ વાગ્યાથી માનવમેદની એકત્ર થવા માંડી હતી. અંદર દાખલ થવા માટે તો ખાસ પાસ કાઢવામાં

આવ્યા હતા. બરાબર ૮-૩૦ વાગે હિંદ સરકારના પ્રધાનો આવવા માંડયા. પંડિત નહેરુ તો અલ્લાહાબાદના જ પુત્ર એટલે પૂ. બાપુની આ અંતિમ યાત્રાનો સર્વ ભાર પોતાને શિરે જ હોય એમ તમામ વ્યવસ્થા પોતે જાતે નિહાળી લેતા હતા અને અસંખ્ય સૂચનાઓ આપી તેમણે ક્યાંય પણ ભૂક કે ઘસારા ન થાય એમ કર્યું હતું. સ્ટેશન પર પણ તેઓ ખુબ વહેલા આવી પહોંચ્યા અને હિંદસરકારના અન્ય પ્રધાનોને તેમણે જ સ્ટેશને સતારીને યોગ્ય સ્થળે હારબંધ ઊભા રાખવાની વ્યવસ્થા વિચારી લીધી. બરાબર ૯ ને ટકોરે 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ભજનધૂનનો ભણકાર આવ્યો. એન્જિનનો અવાજ સંભળાયો અને રાષ્ટ્રપિતાનાં અસ્થિને લઈ આવતી સ્પેશ્યલ સ્ટેશનમાં દાખલ થઈ. સ્ટેશન ઉપર જ અંદર અને બહાર થઈને દોઢ-બેલાખ માણસો હશે ! પણ અત્યંત વિષાદભર્યું મૌન ત્યાં પથરાયું હતું. સ્ટેશન પર સ્પેશ્યલ આવી ત્યારે તમામ પ્રધાનો અને યુ. પી. નાં ગવર્નર શ્રીમતી સરોજિની નાયડુ હારબંધ ઊભાં હતાં. પાસે જ પાંચ ફૂટ ઊંચો ફૂલનો ઢગલો પડયો હતો. પં. નહેરુ ઘણે વખતે આજે ધોતિયું પહેરીને સ્ટેશને આવ્યા હતા.

સ્પેશ્યલ આવીને ઊભી અને હજારો આંખોમાંથી ઓગળતી હૃદયવ્યથાએ બાપુનાં અસ્થિને મૂકઅંજલિ આપી. પં. નહેરૂ ડબા પાસે ગયા અને થોડીવારમાં જ બાપુના અંતિમ અવશેષની પાલખીને ખભો આપવા હિંદ સરકારના સર્વોચ્ચ પ્રધાનો આવ્યા. પાલખી ઉપર પુષ્પવૃષ્ટિ થઈ અને પંડિત નહેરુ તથા શ્રી. રફી અહમદ કિડવાઈ પાલખીના આગળના ભાગમાં, ડૉ. જીવરાજ મહેતા વચ્ચે અને સરદાર વલ્લભભાઈ પટેલ, મૌલાના આઝાદ અને પંડિત ગોવિંદવલ્લભ પંત પાછળ એમ દેશના સર્વોચ્ચ નેતાઓએ 'બાપુ'ને ખભો આપ્યો અને પાલખી ઉપાડી તેઓ બહાર નીકળ્યા. અલ્લાહાબાદમાં સાધારણ ઠંડી હતી, પરંતુ બે લાખ માનવીઓના અત્યંત

શોકઘેરા મૌનથી વ્યાપતી માનસિક ધ્રુજારી એ ઠંડી કરતાં વધુ કાતિલ હતી !

અગિયાર વખત બાપુ અલ્લાહાબાદમાં સદેહે આવ્યા હતા. ત્યારે પણ પં. નહેરુ જ તેમને સત્કારવા સ્ટેશને હમેશાં હાજર રહેતા. આજે બારમી વખત તો બાપુના અંતિમ અવશેષ માત્ર એક તામ્રકુંભમાં અલ્લાહાબાદમાં આવતા હતા ! અલ્લાહાબાદ અને યુક્તપ્રાંતના બેતાજ રાજા મોતીલાલ નહેરુ કે સ્વરૂપરાણી નહેરુના અવસાનના શોક કરતાંય પં. નહેરુના અને અલ્લાહાબાદના દિલનો શોક આજે તો અત્યંત વધુ ઘેરો હતો. પૂ. ગાંધીજીના અવસાનને દિવસો તો ચૌદ વીત્યા હતા છતાં અલ્લાહાબાદ સ્ટેશને નેતાઓના વદન પરનો વિષાદ, આ છેલ્લી વિધિ હતી એના ખ્યાલથી, બાપુના આટલા અવશેષ પણ આજે ગંગા–જમનામાં પધરાવાશે અને અદૃશ્ય થશે એ ખ્યાલથી, એટલો બધો ઘેરો હતો કે જેમનાં મુખ જોઈને જનતામાં હોંશ અને હિંમત આવતાં તેમને આવા જોઈને હજારો લોકો ચોધાર આંસુ વહાવતા હતા. પણ એ ભયાનક શોકાર્ત મૌન તૂટતું નહોતું !

ડબ્બાના બારણાથી ઠેઠ સ્ટેશન બહાર 'ગાંધીરથ' સુધીના માર્ગ ઉપર સફેદ ખાદીના તાકા પાથરી દેવાયા હતા જેથી બાપુનાં પવિત્ર અસ્થિને એ પવિત્ર ખાદી પરથી લઈ જવાય. લોકહૃદયના સમ્રાટનું આવું આગમન !! સ્ટેશન બહાર લાવનારા સરઘસને મોખરે ગવર્નર શ્રી. સરોજિની નાયડુ હતાં. દરવાજા બહાર ખાસ તૈયાર કરાયેલો ગાંધીરથ ઊભો રખાયો હતો. લશ્કરી શસ્ત્રવાહિની ઉપર ઊંચો મંચ બનાવી તેના ઉપર સુંદર રીતે શણગારેલા બાજોઠ મૂકયા હતા; અને તેના ઉપર બાપુનાં અસ્થિની પાલખી મૂકવાના વ્યવસ્થા હતી. 'ગાંધીરથ' ૧૭ ફૂટ ઊંચો હતો જેથી પૂ. ગાંધીજીના

અસ્થિપાત્રનાં ગમે તેટલે દૂરથી સહુ કોઈ દર્શન કરી શકે. રથમાં પાલખી ગોઠવાઈ અને નેતાઓએ પણ તેમાં સ્થાન લીધું. સરદાર પટેલ અને મૌલાના આઝાદ આગલી બેઠકોમાં હતા. ઊંચા મંચ ઉપર મેજર જનરલ રાજેન્દ્રસિંહ અને બીજા ઉચ્ચ દરજ્જાના એક લશ્કરી અમલદાર હતા. પંડિત નહેરુ, પં. ગોવિંદવલ્લભ પંત, શ્રી. રામદાસ ગાંધી, શ્રી. દેવદાસ ગાંધી વગેરે પણ ગાંધીરથમાં ઊભા હતા. ઊંચી દીવીઓમાં ઘીના દીવા અને ધૂપદાનીઓમાંથી સુગંધી ધૂપ વાતાવરણને પવિત્ર બનાવતાં હતાં. સ્ટેશનના કમ્પાઉંડમાંથી બહાર નીકળતાં પહેલાં જ અલ્લાહાબાદ ફ્લાઈંગ ક્લબનાં વિમાનોએ પાલખી ઉપર ચકરાવો લઈ નીચે ડૂબકી મારીને પુષ્પવૃષ્ટિ કરી.

ક્વીન્સ રોડ ઉપર આખું સરઘસ ગોઠવાયું. છેક મોખરે લાઉડસ્પીકરોવાળી બે મોટરો અને ચાર લશ્કરી જીપ ગાડીઓ એક-સાથે ચાલતી હતી. એ થોડે આગળ ગયા પછી ૧૨–૧૨ ની હારમાં ઘોડેસ્વાર લશ્કરી ટુકડીઓ હતી અને તેની પાછળ કુમાઉં રેજીમેન્ટ ચાલતી હતી. પાછળ પોલીસ ટુકડી અને પછી ફરી લશ્કરી ટુકડી એવી રીતે ચાલતી હતી, કે આગળ ૧૨–૧૨ની હારમાં ૮ હારો અને પછી 'ગાંધીરથ'ની બન્ને બાજુએ ત્રણ ત્રણની પાંખ વચ્ચે સરઘસમાં દેશનેતાઓ, પ્રાંતિક પ્રધાનો, ઉચ્ચ સરકારી અમલદારો, દેશભરના પ્રતિષ્ઠિત નાગરિકો, બહેનો વગેરેનો વિશાળ સમૂહ છ–છની હારમાં ચાલતો હતો. વળી પાછળ લશ્કરી ટુકડી અને તેની પાછળ જાહેરજનતાનો સરઘસમાં જોડાયેલો અમુક ભાગ અને છેક છેવટે પણ લશ્કરી ટુકડી હતી. આવી વ્યવસ્થાનો હેતુ એ હતો, કે જો પ્રેક્ષકજનતા રસ્તામાં સરઘસમાં જોડાતી જાય તો આઠદસ લાખનું સરઘસ બધી જ વ્યવસ્થા વીંખી નાખે અને પ્રસંગની પવિત્ર ગંભીરતા જળવાય નહિ. એ જ હેતુથી આખાય યાત્રામાર્ગની બન્ને બાજુએ ૪૦૦૦ લાંબા વાંસડાથી વાડ બાંધી

દેવામાં આવી હતી જેની બહાર રહીને લાખો પ્રેક્ષકો વ્યવસ્થાપૂર્વક અસ્થિયાત્રા નીરખી શકે.

અસ્થિયાત્રા ધીમેધીમે પ્રસંગને છાજતી ગંભીરતાપૂર્વક આગળ ધપતી હતી. બન્ને બાજુએ ઊભેલા હજારો પ્રેક્ષકો રાષ્ટ્રપિતાની રથ પર ઊભી રાખેલી મૂર્તિને અને અસ્થિપાત્રને આંસુભરી વંદના કરતાં હતાં. એવી અજબ અને હૈયું દાબતી શાંતિ હતી, કે મોટરો જે આગળ હતી તેના એન્જિનના ઘરઘરાટ અને ઘોડેસવાર લશ્કરના ઘોડાના ડાબલાના જ અવાજ માત્ર સંભળાતા હતા. ક્વીન્સ રોડ અને કેનિંગ સ્ટ્રીટના નાકા ઉપર અસ્થિયાત્રા આવી, ત્યારે 'ઑલ સેઇન્ટસ કેથેડ્રલ'ના ચોગાનમાં હજારો ખ્રિસ્તીઓ તમામ કાળા પોશાકમાં સજ્જ ઊભા હતા. અંદર એ જ સમયે પ્રાર્થનાનો આરંભ થવાનો હતો. રથ ત્યાં ઘડીક ઊભો રખાયો અને દેવળમાંથી અત્યંત કરુણ પ્રાર્થનામય સ્વરે હજારો ગળામાંથી દબાયેલા સૂરે પંક્તિઓ ગવાતી સંભળાઇ...' Lead kindly Light, amidst the encircling gloom, Lead Thou me on.' બાપુજીનું જીવનભરનું એ પ્રિય ભજન ' પ્રેમળ જ્યોતિ ' અંગ્રેજીમાં ગવાતું હતું અને સાચે જ ૭૯ વર્ષોનો સેવામય જીવનપંથ ઊજાળીને પૂ. ગાંધીજીના છેલ્લા અવશેષો અત્યારે ' છેલ્લું ડગલું ' ત્રિવેણીસંગમમાં દેવા જઈ રહ્યા હતા. અલ્લાહાબાદના કિલ્લામાંથી દર બે બે મિનિટે તોપ ફૂટતી હતી, અને એ રીતે અસ્થિવિસર્જનના સમય સુધીમાં રાષ્ટ્રપિતાને ૭૯ તોપોની સલામી અપાનાર હતી.

લગભગ એક કલાક પછી ૧૦–૩૦ વાગે રથ સિવિલ લાઈન્સ માર્કેટ આગળ પહોંચ્યો. રસ્તાની બન્ને બાજુએ હજારો નહિ પણ લાખો માણસો ઊભાં હતાં. કેટલેક સ્થળે તો ૧૦૦–૧૦૦ માણસો જેટલી ઊંડી હારો રચાઇ હતી. થાંભલાઓ, મકાનો, અગાસીઓ,

વૃક્ષો તમામ સ્થળે સેંકડો માનવીઓ જ દેખાતાં હતાં. એક ઈંચ પણ જગ્યા માણસ વિનાની બાકી દેખાતી નહોતી. કમલા નહેરુ રોડ અને કેનિંગ રોડના નાકા સુધી રથ પહોંચ્યો, ત્યારે માનવીઓની સંખ્યા ૩–૪ લાખ જેટલી થઈ ગઈ હતી અને પાછળ બીજાં લાખેક માણસો ચાલ્યાં આવતાં હતા. વાંસડાની વાડની પાછળ હજારો માણસો અસ્થિપાત્રના વધુ વખત દર્શન કરવા ઉતાવળે દોડતાં યાત્રાની સાથે આવતાં હતાં. છતાં અત્યંત શિસ્તપૂર્વકનું જનતાનું વર્તન હતું. મોઢાં તો પાંચ લાખ એટલામાં હતાં પણ પાંચમાંથી ય અવાજ સરખો નીકળતો નહોતો. માત્ર રથની પાછળ ચાલતાં ઓવૃંદમાંથી રામધૂનનો ગણગણાટ સંભળાતો હતો. વિમાનોએ નીચાં ઊતરીને આખે રસ્તે વારંવાર પુષ્પવૃષ્ટિ કરી હતી. રંગબેરંગી ફૂલોથી આખો અસ્થિરથ અને યાત્રામાર્ગ છવાઈ ગયો હતો.

કેનિંગ રોડ પૂરો થયો અને ફોર્ટ વિસ્તારમાં દાખલ થવા એક પહોળા ગરનાળા હેઠળથી અસ્થિયાત્રાને જવું પડે તેમ હતું. રથ ૧૭ ફૂટ ઊંચો હતો એટલે તેને પસાર થવા દેવા માટે પહેલેથી જ જરૂરી ખોદકામ કરી રખાયું હતું. અને ગરનાળાના રેલવે પુલની નીચેથી રથ પસાર થઈ શકયો. અસ્થિયાત્રા આવતી જોઈને પુલ પરથી પસાર થતી એક ટ્રેનના ઉતારુઓએ સાંકળ ખેંચી પુલ ઉપર જ ટ્રેન થોભાવી દીધી અને ઉતારુઓએ ત્યાં ઊતરીને અસ્થિયાત્રા અને રથમાં મૂકાયેલાં અસ્થિનાં દર્શન કર્યાં. થોડેક આગળ ધપતાં બંધ સુધી આવતાં તો લાખથીયે વધુ સાધુઓની વિશાળ મેદની દેખાઈ. જાણે દાઢી–જટાઓનું એક જબરું જંગલ ત્યાં ખડું થઈ ગયું હતું! કુંભ-મેળાનું એ વિશાળ મેદાન હતું અને દેશભરમાંથી સાધુઓનાં ટોળાં ગંગા-સ્નાન માટે ઊતરી પડયાં હતાં. માઘ શુદ બીજનું મુહૂર્ત આજે હતું અને એવા પવિત્ર દિને ત્રિવેણી સંગમમાં વિશ્વવિભૂતિનાં અસ્થિવિસ-ર્જનનું પવિત્ર કાર્ય થવાનું હતું. કુંભમેળા મેદાન પાસે અસ્થિયાત્રા

પહોંચી ત્યારે સહેજે ૧૦ લાખ માણસો ત્યાં થઈ ગયા હતા. સાધુઓ આ પરમ સાધુપુરુષને પ્રણામ કરતા હતા. ડોસા–ડોસીઓ ટાઢમાં ધ્રૂજતાં પરમપુરુષને વંદન કરવા પરોઢિયેથી પોતાની જગ્યા લઈ બેઠા હતાં. કુંભમેળા મેદાન પાસે આવતાં જ અસ્થિયાત્રાને મોખરે રહેલી બે લાઉડસ્પીકર મોટરોમાંથી ' રઘુપતિ રાઘવ રાજા રામ ' ની ધૂન ઉપડી અને અહાહા! ધન્ય! દસ લાખ ગળાંમાંથી એક સાથે રામધૂનના સ્વરો ઊઠ્યા! જીવનમાં રામનામનું રટણ કરનાર, મૃત્યુની ક્ષણે પણ ' હે રામ! ' ઉચ્ચારી ઢળી પડનાર સંતપુરુષના અંતિમ અવશેષોની પણ અંતિમ ઘડીએ લાખો સાધુઓ અને જનતા ' રઘુપતિ રાઘવ રાજારામ 'ની ધૂન ઉપાડે એ કેવું ઉચિત! કેવું વિચિત્ર અને કેટલું હૃદયસ્પર્શી હતું?

જમના ઘાટ પાસે અસ્થિરથ આવી ઊભો અને લશ્કરી ઉપયોગમાં લેવાતી જમીન અને પાણી બન્નેમાં ચાલે તેવી જીપહોડી 'ડક' ખૂબ શણગારીને તૈયાર રખાઈ હતી. તેમાં શ્રી. દેવદાસ ગાંધી અને રામદાસ ગાંધીએ પં. નહેરુ, સરદાર પટેલ, મૌલાના આઝાદ અને પં. પંતની સહાયથી અસ્થિપાત્રને ઊંચી બેઠક પર પધરાવ્યું. જમીન પર ઊભેલું આ લશ્કરી 'બતક' (ડક) જમીન પર થોડુંક ચાલીને ખાસ બાંધેલા ઢોળાવ પરથી જમના નદીમાં ઊતર્યું. જમનાઘાટ અને છેક સામે પાર ગંગાઘાટ ઉપર થઈને સંગમની આસપાસના ભાગમાં આશરે ૩૦ લાખ માનવીઓ આ પવિત્ર નિમજ્જન નિહાળવા હાજર હતાં. હોડી પાણીમાં ઊતરી તેની સાથે ચાલવા માટે તથા નિમજ્જન વધુ નિકટથી જોવા માટે આશરે લાખેક માણસો તો ગંગાપ્રવાહમાં ગળાબૂડ પાણી સુધી ચાલતા આગળ આવ્યા હતા! અસ્થિવાળી જીપ–હોડીએ જમનાઘાટ પર આગળ સુધી ચક્કર લગાવ્યું અને તે દરમ્યાન પીળા રંગનાં વિમાનોએ

આવીને તેની ઉપર પુષ્પવૃષ્ટિ કરી, પછી પાછી ફરીને ગંગા જમનાના અને ગુપ્ત સરસ્વતીના ત્રિવેણી સંગમ પાસે આવી ઊભી. જમના મૈયાનાં શ્યામ પાણી અને ગંગાજીનાં દૂધિયાં પાણીના સ્પષ્ટ દેખાતા પ્રવાહો જ્યાં એકત્ર થતા હતા ત્યાં હોડી આવી. વેદમંત્રો, ઋચાઓ, ગીતાપાઠ, કુરાન વગેરે હોડીમાં ઉચ્ચારાતું હતું. બરોબર મધ્યવહેને આવીને શ્રી. રામદાસ ગાંધીએ અસ્થિપાત્ર ઉપાડ્યું અને દેવદાસ, પં. નહેરુ, સરદાર પટેલ, મૌલાના આઝાદ, સરોજિની નાયડુ, પંડિત પંત વગેરેએ તેમને હાથ દીધો અને...જ્યાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુર સમી હિંદવિભૂતિનાં અસ્થિનું નિમજ્જન થયું હતું, જ્યાં પં. માલવિયાજીનાં અસ્થિ પધરાવાયાં હતાં, જ્યાં પૂ. કસ્તૂરબાનાં અને હિંદુ સંસ્કૃતિમાં માનનારાં બીજાં લાખો નરનારીઓ, હજારો પવિત્ર પુરુષો અને મહારાજાઓનાં અસ્થિને ગંગામૈયાએ ગોદમાં લીધાં હતાં, ત્યાં ભારતના રાષ્ટ્રપિતા, વિશ્વવિભૂતિ મહાત્મા ગાંધીજીના છેલ્લા અવશેષોને ગંગામૈયાનાં વિશાળ ઉદરમાં પધરાવવામાં આવ્યા. ગંગાજમના બહેનો પણ જાણે આ અસાધારણ પ્રસંગથી વિહ્વળ બનીને એકબીજાને ગળે બાઝી પડીને આંસુની નદી વહેવડાવી રહી હોય તેવું શોકાર્ત એ દૃશ્ય હતું. અસ્થિપ્રવાહમાં પધરાવાયાં એટલે ભયાનક એકલતા એ હોડીમાંના નેતાઓ, પુત્રો, સહુને ઘેરી વળી ! આંસુની ધારા દરેક આંખોમાંથી વહેતી હતી. ત્રીસ લાખની મેદનીનાં દબાયેલાં ડુસકાંનો અવાજ દિક્‌પાલોનાં પણ હૃદય ફાટી પડે એવો ઘેરો કરુણ હતો. દિશાઓ કંપી ઊઠી, સૂર્ય પણ ઝાંખો પડી ગયો, અનાદિકાળથી થતી આવતી ક્રિયા છતાં ગંગાજમના મૈયાઓ પણ આજની ક્રિયાનો દુઃખભાર સહી શકી ન હોય તેમ તેમના હંમેશા ઊછળતા લોલકલોલ પ્રવાહ પણ શાંત બની ગયા ! વિશ્વવિભૂતિના અંતિમ અવશેષો પણ અંતર્ધ્યાન થયા અને ચાલીસ લાખની મેદનીને સંબોધીને પં. નહેરુએ આંસુભરી આંખે અને ગદ્ગદ કંઠે અપાર વ્યથાથી ધ્રૂજતા અવાજે કહ્યું: 'ત્રિવેણીમાં હું આપણાબાપુને મૂકીને આવ્યો છું. હવે આપણે

અહીંથી એકલા બનીને પાછા ફરશું!' ચાલીસ લાખ જ નહિ પણ ૩૦ કરોડ માનવીઓ એક રાષ્ટ્રપિતા વિના અનાથ અને એકલા હતા! એ ભયાનક એકલતા સહુને હૃદયમાં ડૂમો જગાડતી હતી. એ બધું છતાં એક વાત સાવ સાચી હતી, ભારતનાં રાષ્ટ્રપ્રાણને ચેતન અર્પનાર, ભારતની આઝાદીના જનક, રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી જ નહિ પણ યુગો સુધી અજોડ રહેવા સર્જાયેલો એક અવતારી પુરુષ, પ્રભુનો એક પયગમ્બર ચાલ્યો ગયો. હતો. ઓ! પરમપિતા! અમારા એ બાપુને પરમ શાંતિ અર્પજે. કરોડો અનાથોની હૃદયપૂર્વકની પ્રાર્થના સાંભળજે! ઓ પ્રભુ! તારા એ મહાન પયગમ્બરના અમર જીવનને હંમેશાં અમારી આંખ સામે જીવતુ રાખજે!

# તીર્થો પાવન થયાં

રાજઘાટ પરથી વીણાયેલાં રાષ્ટ્રપિતાનાં અસ્થિ અને એકત્ર કરી લેવાયેલી ભસ્મ પ્રાંતેપ્રાંતની પવિત્ર નદીઓ અને ચારે દિશાના સમુદ્રોમાં પધરાવીને રાષ્ટ્રપિતાની એ અંતિમ વિધિમાં તમામ પ્રાંતોની પ્રજા ભાગ લઈ શકે અને પોતાના હૃદયની ઊર્મિ ઠાલવી શકે એ હેતુથી બધા પ્રાંતોને અસ્થિ અને ભસ્મ પહોંચાડવામાં આવ્યાં હતાં. પરંતુ પ્રાંતવાર એક સ્થળ નિયત કર્યું હતું એ ગામડેગામડે રાષ્ટ્રપિતા માટે ઊછળતી લાગણીને અનુકૂળ ન થયું, તેથી પ્રાંતોને ફાળે અપાતાં ભસ્મપાત્રોમાંથી નાનાનાના ભાગ જિલ્લાઓને વહેંચી આપવામાં આવ્યા અને પરિણામે અસંખ્ય સ્થળે નદીઓ, તળાવો, સમુદ્ર, વગેરેમાં હજારોની જનતાએ બાપુના અંતિમવિધિમાં ભાગ લીધો. દેશભરનાં ગણ્યાં ગણાય નહિ એવાં તીર્થો બાપુની ભસ્મથી પાવન થયાં.

પ્રાંતિક સરકારો તરફથી સત્તાવાર વિધિ તો પ્રથમથી નિયત તીર્થોમાં જ થઈ તે પહેલાં વિમાનમાર્ગે ભસ્મપાત્રો પ્રાંતિક પાટનગરોમાં પહોંચ્યાં હતાં. મુંબઈ, મદ્રાસ, નાગપુર, કટક, ગૌહત્તી, પટણા, કલકત્તા, જલંધર, બેઝવાડા, કાલીકટ રામેશ્વરમ્, અમદાવાદ, પોરબંદર, ઈંદોર, જગન્નાથપુરી; આ બધાં સ્થળોએ તો પ્રથમથી જ તૈયાર કરેલાં ભસ્મપાત્રો પહોંચ્યાં હતાં. પ્રત્યેક સ્થળે વિમાનમથક કે સ્ટેશનો પર આ અસ્થિ–ભસ્મપાત્રો આવ્યાં ત્યારે હજારો પ્રજાજનોએ

રડતે હૃદયે પૂ. ગાંધીજીના એ અંતિમ અવશેષોનું સ્વાગત કર્યું હતું અને પુષ્પોથી એ પાત્રોને વધાવાને જાહેર સ્થળે તે મૂકવામાં આવ્યાં હતાં. વિસર્જનના દિવસ પહેલાં પાત્રો બધે પહોંચી ગયાં હોવાથી ત્રણચાર દિવસ સુધી એ પાત્રો સામે બેસીને લાખો લોકોએ સાયંપ્રાર્થનાઓ કરી, લાખો લોકોએ એ પાત્રોમાં ભસ્મરૂપે રહેલાં પૂ. ગાંધીજીનાં દર્શન કર્યાં.

મુંબઈમાં ગવર્નર રાજા સર મહારાજસિંગ દિલ્હીથી ભસ્મપાત્ર લાવ્યા ત્યારે વિમાનમથકે તમામ પ્રધાનો અને હજારો નાગરિકો હાજર હતા. લશ્કર અને પોલીસ તરફથી ભવ્ય સલામી અપાઈ અને આંસુભરી આંખે વડાપ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરે પાત્ર લીધું. રીજરોડ પરના વડાપ્રધાનના નિવાસસ્થાને એ પાત્રો રખાયાં અને અમદાવાદનું ભસ્મપાત્ર વડાપ્રધાનનાં પાર્લામેન્ટરી મંત્રી શ્રી. ઇન્દુમતિબહેન શેઠ તથા હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ બીજે દિવસે વિમાનમાં અમદાવાદ લાવ્યાં. નાસિકમાં પધરાવવાનાં મુખ્ય અસ્થિ અને ભસ્મપાત્ર વડાપ્રધાનને નિવાસસ્થાને જાહેર પ્રજાનાં દર્શન માટે મુકાયાં હતાં, ત્યારે મુંબઈને ભાગે આવેલું પાત્ર મુંબઈના ટાઉનહોલમાં જાહેર પ્રજાનાં દર્શન માટે મુકાયું. અમદાવાદમાં સાબરમતી આશ્રમ એ ૧૫ વર્ષ સુધી પૂ. ગાંધીજીનું નિવાસસ્થાન હોઈ, ત્યાં અસ્થિવિસર્જનની વિધિ થવાની હતી તેથી અસ્થિપાત્ર પહેલું આવ્યું હતું અને તે શ્રી. નરહરિભાઈ પરીખને સોંપાયું હતું. ભસ્મપાત્ર ઉત્તર વિભાગના કમિશ્નર શ્રી. મિરચંદાણીને સોંપાયું હતું. એ બન્ને પ્રસંગે વિમાનમથક પર અત્યંત કરુણ વાતાવરણ પથરાયું હતું. સાબરમતી આશ્રમમાં બાપુના નિવાસસ્થાન 'હૃદયકુંજ'માં એ અસ્થિ મુકાયાં હતાં અને પાંચેક દિવસ દરમ્યાન રોજરોજ હજારો લોકો એનાં દર્શન કરવા અને આશ્રમમાં સાંજે સાડાપાંચ વાગે થતી પ્રાર્થનામાં ભાગ લેવા આવતા. કમિશ્નર શ્રી. મિરચંદાણીને

બંગલે દરબાર હોલમાં ભસ્મપાત્ર મુકાયું હતું અને ત્યાં પણ બે દિવસ પ્રાર્થના થઇ. એક આખો દિવસ વારાફરતી તમામ સરકારી ખાતાંઓના નોકરોએ આવીને પૂ. ગાંધીજીના અંતિમ અવશેષોને વંદના કરી. તમામ પોલીસ અને લશ્કરી ટુકડીઓએ પણ સલામી આપી.

અમદાવાદમાંથી તેમ જ દિલ્હીથી ગુજરાત કાઠિયાવાડનાં કેટલાંક સ્થળો માટે ભસ્મ આપવામાં આવી હતી. જૂનાગઢ, રાજકોટ, જામનગર, પોરબંદર, ભાવનગર વગેરે માટેની ભસ્મ સીધી દિલ્હીથી લાવવામાં આવી હતી. જ્યારે ગુજરાતના પાંચે જિલ્લાઓના કોંગ્રેસી અધિકારીઓને અમદાવાદમાંથી ભસ્મ વહેંચવામાં આવી હતી. વડોદરા રાજ્ય, કાઠિયાવાડનાં ઘણાંખરાં રાજ્યો તથા ગુજરાતનાં રાજ્યોને પણ ભસ્મનો ભાગ અપાયો હતો. તેથી ગુજરાતભરમાં અનેક સ્થળે ભસ્મવિસર્જનના કાર્યક્રમો તા. ૧૨મી ગુરુવારે બપોરે એકસાથે રખાયા હતા, અને ગુજરાત-કાઠિયાવાડના આશરે ૨૫ લાખ પ્રજાજનોએ પૂ. ગાંધીજીની ભસ્મવિસર્જનની અંતિમ વિધિમાં પ્રત્યક્ષ ભાગ લીધો.

અમદાવાદ તો એકવાર પૂ. ગાંધીજીનું નિવાસસ્થાન અને તેમની પ્રવૃત્તિઓનું આરંભસ્થાન હતું. તેથી અમદાવાદની અસ્થિ-ભસ્મ-વિસર્જન વિધિ અને તે અંગેનું મૌન સરઘસ તો જાણે પૂ. ગાંધીજીના દેહની જ અંતિમ વિધિ થતી હોય એવા ભાવપૂર્વક નીકળ્યાં. અમદાવાદના ઇતિહાસમાં અનન્ય એવો એ પ્રસંગ લાખો નાગરિકોનાં ચિત્ત ઉપર ચિરંજીવ છાપ મૂકી ગયો છે. આશ્રમથી કોંગ્રેસહાઉસ સુધી સવારે સરઘસાકારે અસ્થિ આવ્યાં, ત્યારે જે શોક અને ગાંભીર્ય છવાયાં હતાં એ તો અવર્ણનીય જ છે. કોંગ્રેસહાઉસથી દૂધેશ્વર સુધીના પાંચ માઈલના લાંબા રસ્તે નીકળેલું બે માઈલ લાંબું દોઢથી બેલાખ શોકાતુર મૌન નાગરિકોનું અપૂર્વ સરઘસ અને સાબરમતી

તટે ચંદ્રભાગા અને સાબરમતીના સંગમ પાસે શ્રી. નરહરિભાઈ પરીખ અને શ્રી. રવિશંકર મહારાજે અસ્થિ–ભસ્મવિસર્જનની વિધિ કરી તે વખતે મળેલી આશરે પાંચ લાખની વિરાટસભાનાં એ દૃશ્યો તો કદી કોઈથી ભુલાય તેવાં નથી. 'સાબરમતીના સંત' ને જનતાની એ અપૂર્વ અંતિમ અંજલિ હતી.

ગુજરાતભરમાં અનેક સ્થળોએ આ પ્રમાણે જ વિધિ થઈ હતી. પરંતુ અહિં તો એ સ્થળો અને તીર્થોનો નામનિર્દેશ કરીને જ સંતોષ માનવો રહ્યો. ગુજરાત–કાઠિયાવાડમાં નીચેનાં મુખ્ય મુખ્ય સ્થળોએ ભસ્મવિસર્જનની વિધિ થઈ હતી.

વડોદરા રાજ્યની મુખ્યવિધિ ચાંદોદ પાસે નર્મદા નદીમાં રાજ્ય પ્રજામંડળના પ્રમુખ શ્રી. ચુનીલાલ શાહ અને શ્રી. પ્રાણલાલ મુનશીના હસ્તે.

૨. સુરતની મુખ્ય વિધિ તાપી તટે અશ્વિનીકુમારના આરે શ્રી. જ્યોત્સ્ના બહેન શુક્લને હસ્તે, બીજી માંઢોળા નદીમાં અને ત્રીજી દાંડી કિનારે મીઠાસત્યાગ્રહના સ્થળ નજીક સમુદ્રમાં.

૩. ભરૂચની મુખ્ય વિધિ ભરૂચ શહેર પાસે નર્મદા નદીમાં ડૉ. ચંદુલાલ દેસાઈ અને ભરૂચના કલેક્ટરને હસ્તે.

૪. નાડયાદ: અમદાવાદથી ખેડા જિલ્લાને વીંધતી દાંડીયાત્રાને માર્ગે નીકળેલી ભસ્મકૂચ પછી મહીસાગરમાં શ્રી. રાવજીભાઈ પટેલને હસ્તે.

૫. દાહોદ: શહેરથી ૧૫ માઇલ દૂર દૂધેશ્વરના પવિત્ર સ્થાને દધીમતી નદીમાં શ્રી. લક્ષ્મીદાસ શ્રીકાંત અને શ્રી. સુખદેવ ત્રિવેદીને હસ્તે.

૬. ગોધરા: સરઘસાકારે મહી નદી સુધી જઈને હરિજન સેવક શ્રી. મામાસાહેબ ફડકેના હસ્તે.

૭. **ડાકોર અને ઉમરેઠ:** ગોમતીજીમાં શ્રી. બબલભાઈ મહેતાને હસ્તે.

૮. **આબુરોડ:** નખી સરોવરમાં હિંદી લોકસભાના સભ્ય શ્રી. ગોકુળભાઇ ભટ્ટને હસ્તે.

૯. **પાલનપુર :** ડીસા પાસે બનાસ નદીમાં પાલનપુરના ના. નવાબસાહેબને હસ્તે.

૧૦. **સિદ્ધપુર:** પવિત્ર સરસ્વતી નદીમાં શ્રી. છોટુભાઈ પંડિતને હસ્તે.

૧૧. **ખંભાત:** ના. નવાબશ્રીની આગેવાની હેઠળ સરઘસ નીકળ્યું હતું અને સાગર કિનારે પ્રજામંડળના પ્રમુખને હસ્તે વિધિ થઈ.

૧૨. **ધારાસણા:** સ્વ. મહાદેવભાઈ દેસાઈનાં ભત્રીજી શ્રી. સુશીલાબહેનને હસ્તે સાગરમાં ભસ્મ પધરાવાઈ.

૧૩. **કપડવંજ:** તાલુકાના કઠલાલ ગામે, લસુંદ્રાના કુંડમાં તથા ઉત્કંઠેશ્વર મહાદેવ પાસે ગોમતી અને મહી નદીના સંગમમાં.

૧૪. **દેવગઢબારિયા:** પાનમ નદીમાં પ્રજામંડળના પ્રમુખને હસ્તે.

૧૫. **લુણાવાડા:** પાનમ, મહી અને વેરી નદીના ત્રિવેણી સંગમમાં શ્રી. જટાશંકર દવેના હસ્તે.

૧૬. **મહાદેવગ્રામ** ઝુમણ અને મેશ્વો નદીના સંગમમાં શ્રી. ગૌરીશંકર જોષીના હસ્તે.

૧૭. **ભુજ:** કચ્છના પાટનગરથી નીકળી કંડલાના સાગરમાં આચાર્ય કૃપાલાનીજીને હસ્તે.

૧૮. **પોરબંદર:** પૂ. ગાંધીજીના જન્મસ્થાનના આ શહેરમાં શ્રી. નાનાભાઇ ભટ્ટને હસ્તે સમુદ્રમાં.

૧૯. **રાજકોટ:** આજી નદીમાં ગાંધીજીનાં મોટાં બહેન શ્રી. રળિયાત (ગોકીબહેન) બહેન તથા શ્રી. નારણદાસ ગાંધીને હસ્તે.

૨૦. **ભાવનગર:** સાગરમાં ભાવનગરના મહારાજા શ્રી. કૃષ્ણકુમારસિંહજી તથા વડાપ્રધાન શ્રી. બળવંતરાય મહેતાને હસ્તે.

૨૧. **જુનાગઢ** ગિરનારની તળેટીમાં દામોદરકુંડમાં શ્રી. શામળદાસ ગાંધીને હસ્તે. પ્રભાસ પાટણમાં સાગરતીરે અને ગુપ્ત પ્રયાગ પ્રાચીમાં ત્રિવેણી સંગમમાં શ્રી. શામળદાસ ગાંધી અને શ્રી. પુષ્પાબહેન મહેતાને હસ્તે.

૨૨. **મોરબી:** મચ્છુ નદીમાં ના. મહારાજાને હસ્તે.

૨૩. **વાંકાનેર:** મચ્છુ નદીમાં ના. યુવરાજશ્રીને હસ્તે.

૨૪. **ગોંડળ:** ના. મહારાજા ભોજરાજજીને હસ્તે.

૨૫. **જામનગરમાં:** ના. મહારાજા જામસાહેબને હસ્તે.

૨૬. **જાફરાબાદ:** સાગરમાં પ્રજામંડળના પ્રમુખ શ્રી. છોટાલાલ મહેતાના હસ્તે.

૨૭. **માંગરોળ:** સાગરમાં.

૨૮. **બાબરા:** બ્રહ્મકુંડમાં.

૨૯. **વઢવાણ શહેર:** ભોગાવો નદીમાં શ્રી. શિવાનંદજીને હસ્તે.

૩૦. **વઢવાણ કેમ્પ:** ભોગાવો નદીમાં શ્રી. કીરચંદ કોઠારીને હસ્તે.

૩૧. **દ્વારકા:** ગોમતી સંગમમાં શ્રી. છગનલાલ જોશીના હસ્તે.

૩૨. **અમરેલી:** ઠેબી નદીમાં પ્રજામંડળના પ્રમુખને હસ્તે.

૩૩. **ચુડા:** શ્રી. ખીમચંદ વૈદ્યના હસ્તે.

૩૪. **બગસરા:** સાતલી નદીમાં એક હરિજન બાળાને હસ્તે.

૩૫. **ચિતળ:** નદીમાં પ્રજામંડળના પ્રમુખને હસ્તે.

૩૬. **ધ્રોળ:** જેસલ મીરની જગ્યાના કુંડમાં ઠાકોર સાહેબને હસ્તે.

૩૭. **સાયલા:** સરોવરમાં હરિજન બાળાને હસ્તે મુનિશ્રી નાનચંદજી અને સંતબાલજીની હાજરીમાં.

૩૮. **વળા:** ઉન્મત્તગંગા નદીમાં વળાના ઠાકોરને હસ્તે.

૩૯. **સાવરકુંડલા:** નાવલી નદીમાં.
૪૦. **સિરોહી:** બનાસ નદીમાં સાબરકાંઠાના પ્રાદેશિક કમિશ્નરને હસ્તે.

ગુજરાત-કાઠિયાવાડમાં આટલાં સ્થળોએ ભસ્મ વિસર્જનની વિધિ જનતાએ ખૂબ જ ભાવપૂર્વક કરી અને બધું મળીને આશરે ૨૫ લાખ માનવીઓએ એમાં પ્રત્યક્ષ ભાગ લીધો, પરંતુ આખા દેશમાં તો હજારો સ્થળોએ ભસ્મવિસર્જનની વિધિ થઈ અને રાષ્ટ્રપિતાને ભારતનાં પાંચેક કરોડ સંતાનોએ પ્રત્યક્ષ અંજલિ આપી. એમાં અલ્લાહાબાદ, કલકત્તા, કટક, ગયા, મુંબઈ, જલંદર, જબલપુર, શ્રીરંગમ્ રામેશ્વરમ્, નાસિક, જગન્નાથપુરી, ઇંદોર વગેરે સ્થળે તો લાખોની મેદનીઓ હતી. પ્રાંતેપ્રાંતનાં નિયત મુખ્ય સ્થળો ઉપરાંત વધુમાં વધુ માણસો આ વિધિમાં પ્રત્યક્ષ ભાગ લઈ શકે તે હેતુથી ગુજરાતની જેમ ઘણાખરા પ્રાંતોમાં પાંચથી માંડીને ૫૦ સ્થળોએ જુદી જુદી વિસર્જનવિધિ કરવામાં આવી હતી. દુનિયાના માનવજાતના ઇતિહાસમાં આવું રાષ્ટ્રવ્યાપી સન્માન કોઇ પણ એક વ્યક્તિને મળ્યું નથી એવું આખી દુનિયા કબૂલ કરી ગઇ એવું અસાધારણ ભવ્ય સન્માન પુરુષશ્રેષ્ઠ મહાત્મા ગાંધીજીને અપાયું. હિંદની તમામ પવિત્ર નદીઓ, સાગરો, કુંડો, તીર્થોદકોમાં આ વિશ્વવિભૂતિની ભસ્મ પધરાવાઈ એથી તો એ તીર્થો પણ પાવન થયાં. કરોડો માનવીઓએ રાષ્ટ્રપિતાના અવસાનથી જે અંગત ખોટનો શોક અને દુઃખ અનુભવ્યાં હતાં તેનાં દર્શન ભસ્મવિસર્જનના રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમ સમયે તાદૃશ થયાં, લોકહૈયાંના સમ્રાટ તરીકેનું પૂ. મહાત્માજીનું દુનિયામાં અદ્વિતીય સ્થાન આ મહાન વિધિમાં ભવ્ય રીતે જગતે જોયું અને હિંદની જ નહિ પણ દશે દિશાઓમાં આ મહાન કરુણ પ્રસંગની તસવીર કોતરાઈ ચૂકી. પ્રભુના અમર સંદેશવાહકની યાદમાં સમગ્ર માનવનાએ શિર ઝુકાવી હિંદની એ વિશ્વવિભૂતિને માનસિક પ્રણિપાત કર્યા.

## આ પુસ્તકો એકવાર વાંચજો

| | | |
|---|---|---|
| ગાંધીબાપુ ભા—૧ | રા. ના. પાઠક | ૪–૮–૦ |
| ગાંધીબાપુ ભા—૨ | ,, | ૪–૮–૦ |
| બાપુની છાયામાં | પુરાતન બુચ | ૨–૦–૦ |
| બાપુનાં પારણાં | ઝવેરચંદ મેઘાણી | ૦·૧૨·૦ |

